"જ્ઞાનવર્ધક-પુસ્તકમાળા"નું પાંચમું પુસ્તક

બંગ કવિવર ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરકૃત

# ચોખેર વાલી

એટલે

# આંખની કણી !

ભાષાન્તરકર્તા,

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; મુંબાઈ.

પ્રકાશક,

જીવનલાલ અમરશી મહેતા

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

કિંમત એક રૂપીઓ.

જ્ઞાન વ. પુસ્તકમાળાના ગ્રાહક માટે—આઠ આના.

આવૃત્તિ ૧ લી.] ઈ. સ. ૧૯૧૬. [પ્રત ૧૧૦૦.
પુસ્તક પહેલું.



અમદાવાદ
ધિ ડાયમન્ડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ઠે. સલાપોસરોડ.
અને
પીરમશાહ રોડ ઉપર "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ની ઑફિસમાં
જીવનલાલ અમરશી મહેતાએ પ્રસિદ્ધ કર્યું.

# પ્રકાશકની પ્રસ્તાવના.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના બીજા વર્ષના પ્રથમ પુસ્તક તરિકે બંગ કવિવર ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરકૃત આ નવલકથા આપતાં મને અત્યાનંદ થાય છે. પહેલા વર્ષના છેલ્લા પુસ્તકમાં જાહેર કર્યા પ્રમાણે "ચક્રવર્તી અશોક" પ્રથમ આપવાનું હતું. તેના નવ ફરમા છપાઈ પણ ગયા છે; પરંતુ પુસ્તકમાળાના કેટલાક ગ્રાહકો તેમજ મિત્રો તરફથી થયેલી સૂચનાને માન આપીને તે પુસ્તકને બદલે પ્રથમ આ નવલકથા આપવાની યોજના કરી છે. એશિયાના કવિશિરોમણી ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનુ નામ સમસ્ત જગતમાં મશહૂર થયેલું હોવાથી તેમનાં પુસ્તકોનાં ભાષાન્તરો ઘણીખરી ભાષાઓમાં થઈ ગયાં છે. પરંતુ ગુજરાતીમાં હજી સુધી તે મહાપુરુષની એકે કૃતિ ઉતરી નહોતી. હમણાંજ તેમનાં નાટકોમાંનું "ચિત્રાંગદા"નુ ભાષાન્તર બે વિદ્વાન્ ગૃહસ્થોએ બહાર પાડયુ છે, અને નવલકથારૂપે આ "ચોખેર વાલી" પ્રસિદ્ધ થાય છે. આ સુન્દર નવલકથાનુ ભાષાન્તર કરવાની કોઇ પણ જાતની શરત વિના પરવાનગી આપવા માટે ડૉ. ટાગોરનો, અને નડીઆદના એક ઉત્સાહી લેખક રા. રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠીએ, તેનું ભાષાન્તર છાપવાનો હક્ક મને આપ્યો ત માટે તેમનો, તેમજ તે ગોગ મેળવી આપનાર એક સાહિત્યવિલાસી ભાઇનો મારી ઉપર બહુ આભાર થયો છે.

આ નવલકથાનો બીજો ખંડ કે જેમાં કથાનક બહુજ આકર્ષક થાય છે ને કથારસ જામે છે, તે આપ્યા પછી ડૉ. સર ટાગોરનાં બીજાં પુસ્તકોનાં ભાષાન્તર પણ ક્રમે ક્રમે આપવાનો વિચાર છે.

આ પુસ્તકની સાથેજ મહાત્મા જેમ્સ એલનના એક મનન કરવા યોગ્ય ગંભીર વિચારોના પુસ્તકનું ભાષાન્તર—"પશુમાંથી દેવ"—

ગ્રાહકોને અપાય છે. આ બેઉ પુસ્તકો એટલાં ઉત્તમ ને આકર્ષક છે કે તેની સરખામણી બીજા સાથે કરી શકાય તેમ નથી.

"**દીવાને સાગર**" કિં૦ રૂ. અઢી તથા "**કુમુદચન્દ્ર**" (નવલકથા) કિં૦ રૂ. સવા એ બે પુસ્તકો પણ પુસ્તકમાળાના ગ્રાહકોને ઐચ્છિક દાખલ અર્ધી કિંમતે આ વર્ષમાં અપાય છે.

હવે પછી આપવા માટે હાલ નીચેનાં પુસ્તકો છપાય છે:—

(૧) **ચક્રવર્તી અશોક.** ( અર્ધ—ઐતિહાસિક નવલકથા )

(૨) **જર્મનીની ઉન્નતિ શાથી થઇ ?** (લગભગ ૪૦૦ પૃષ્ઠ)

(૩) **મુક્તિમાળા** અથવા **જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.**

(૪) **ચોખેર વાલી,** ખંડ બીજો. સંપૂર્ણ.

આ બધાં પુસ્તકો પણ અત્યંત વિચારણીય, બોધદાયક અને મનોહર થશે, એ ચોક્કસ છે.

આ પુસ્તકની કિંમત એક રૂપીઓ રાખી છે તેથી પુસ્તકમાળાના ગ્રાહકોને **આઠ આના**માં મળશે. આ કિંમત મારી પ્રથમની ધારણા કરતાં લગભગ સવાઈ થવા જાય છે; પરંતુ કાગળ વગેરેના ભાવ બમણા કરતાં પણ વિશેષ થવાથી તેમ કરવાની ફરજ પડી છે. તો-પણ સંતોષની વાત એ છે કે, આવી બીજી માળાઓ ચાલે છે, તેનાં પુસ્તકોની કિંમતની સરખામણી કરતાં પ્રમાણમાં આ પુસ્તકમાળાના આ પુસ્તકની કિંમત આઠ આના છે એ વધારે લાગતી નથી.

છેવટે "**જ્ઞાનવર્ધક પુસ્તકમાળા**"નાં પુસ્તકોની ઉંચી પસંદગી તરફ લક્ષ રાખીને નવા એકેક બબ્બે ગ્રાહકો વધારી આપવાની કૃપા કરવા દરેક વાચકને વિનંતી છે. સુજ્ઞોને વિશેષ શું કહેવું ?

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઑફિસ
**અમદાવાદ**
તા. ૨૬—૪—૧૯૧૬.

**જીવનલાલ અમરશી મહેતા.**

# પ્રારંભના બે બોલ.

આ પુસ્તક હાથમાં લેતાં દરેક વાચકને તેના નામ માટે કાંઇક આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. 'ચોખેર વાલી' એ શબ્દ મૂળ બંગાળી છે અને તેનો અર્થ આંખની કરકર—આંખની રજકણ—આંખની કણી એવો થાય છે. જે વ્યક્તિથી આપણને કંટાળો ઉપજે અથવા જેને દેખતાં આપણને ઇર્ષા ઉપજે એને આપણે 'ચોખેર વાલી' કહી શકીએ. અંગ્રેજીમાં તેનો અર્થ Eyesore દરેક રીતે બંધબેસ્તો થઇ પડે છે, અને એવોજ એક સાદો કે પ્રચલિત સમાસ વાળો શબ્દ આપણી ભાષામાં ન જડવાથી આખરે 'ચોખેર વાલી' એ નામજ કાયમ રાખી, તેના અર્થ રૂપે 'આંખની કણી' એ નામ રાખ્યું છે. બંગાળામાં આ શબ્દ આપણા પ્રાંત કરતા ઘણો વપરાય છે, અને તે એક લાડકા નામ તરીકે ગણાય છે.

આ પુસ્તકમાં એ મૂળ નામ ગોઠવવાની ખૂબી એ રહેલી છે કે તે બે અર્થમાં વપરાયું છે. બંગાળામાં જ્યારે કોઇ બે યુવતિઓ સહીપણાં કરે છે ત્યારે એકબીજીને અમુક નામથી સંબોધે છે. આ નામે બન્ને સહીપણીઓ એકબીજીને બોલાવે છે. આ વાર્ત્તામાં એવી રીતે બે સ્ત્રીઓ સહીપણામાં ઉપરનું નામ પસંદ કરી ખુલ્લી રીતે એ નામે બોલાવે છે; અને એ બન્નેને પછીથી એકબીજીથી અદેખાઇ આવે છે. ખાસ કરીને આશા નામની નિર્દોષ અને પરિણિત યુવતિનું સુખ જોઇ વિનોદિની નામની એક યુવાન વિધવા અંતરથી દાઝે બળે છે. તેને આશાના પતિ મહેન્દ્રના ઘરમાં રહેવાનો પ્રસંગ મળતાં, આશાનું સુખ નષ્ટ કરવા, તેના પતિને પોતાના ફંદમાં ફસાવવા, અનેક સ્ત્રીચરિત્રો તે કરે છે; એટલુંજ નહિ, પણ ઉઘાડેછોક તે વિધવા, આશાના પતિ

મહેન્દ્ર સાથે નાસી જઈ, પોતાની ‘આંખની કણી’નું સંસારસુખ નષ્ટ-ભ્રષ્ટ કરે છે. આવી સખીને જોઈને એકપક્ષે આશાને કંટાળો ઉપજે, અને બીજેપક્ષે ઈર્ષાગ્નિથી બળેલી વિનોદિનીને આશા ઉપર ક્રોધ ઉપજે એ સ્વાભાવિક છે. આ રીતે ‘ચોખેર વાલી’ એ નામમાંથી ગૂઢાર્થ પણ નીકળે છે. એ નામ મૂકવામાં સર રવીન્દ્રનાથે દેખીતો તેમજ અંદરનો એવા બે હેતુઓ રાખ્યા છે. તેમના એ હેતુ જાળવવા માટેજ મરાઠી આવૃત્તિની માફક ‘પતિપત્નીપ્રેમ’ કે એવું કોઈ નામ રાખવું ઉચિત ધાર્યું નથી.

આ ગુજરાતી પુસ્તક ભાષાન્તર છે અને મગજમાંથી ઉપજાવી કાઢેલું નથી, એ જોઈને ઘણાઓને નિરાશા થશે; કેમકે ગુજરાતી ભાષામાં આજકાલ ભાષાન્તરો પ્રત્યે ઘણાઓને કંટાળો ઉપજવા લાગ્યો છે. મારૂં ધારવું છે કે ભાષાન્તરો ઘણાઓ નાપસંદ કરે છે તેનું કારણ ભાષાન્તરની ભાષા ઘણી કર્કશ અથવા તો અર્થ વિનાની રાખવામાં આવે છે, એ છે. બાકી જુદી જુદી ભાષાઓના સમર્થ લેખકોનાં પુસ્તકોનાં ભાષાન્તરો થવાથી સાહિત્યમાં ઘણો સારો ઉમેરો થાય એવો ઘણા ગુજરાતી વિદ્વાનોનો પણ અભિપ્રાય છે, એમ હું જાણું છું.

કવિવર સર રવીન્દ્રનાથની આ કથાનું ભાષાન્તર અંગ્રેજીમાં “મોડર્ન રિવ્યુ” જેવા હિંદના સૌથી ઉત્તમ માસિકમાં એજ કવિશ્રીની દેખ-રેખથી તેમના એક સંબંધીએ કર્યું છે. હિંદીમાં અને તે પછી મરાઠી ભાષામાં પણ તે થઈ ગયુ છે એજ એની ઉત્તમતાનો પુરાવો છે. પુસ્તક ઘણીજ રસિલી ઢબે લખાયલું છે અને વાંચતાં જરાકે કંટાળો ઉપજતો નથી. આવું પુસ્તક આપણી ભાષામાં ભાષાન્તર તરીકે પ્રકટે એ માટે સહુ કોઈને હર્ષ થાય એમ હુ માનું છું, અને ગુજરાતી જાણનારી પ્રજા સમક્ષ એ પુસ્તકની ખૂબી રજુ કરવાના ઈરાદાથી આ પુસ્તકનું ભાષાન્તર મેં કર્યું છે. પુસ્તકની ભાષાને આડંબર વિનાની અને સરલ રાખવાનો તેમજ ભાષાની સુંદરતા જાળવી રાખવાનો પ્રયાસ કરવામાં

આવ્યો છે. તે કેટલે અંશે પાર પડ્યો છે એ નિર્ણયનું કામ મારૂં નથી. ગુજરાતી સાહિત્યમાં પુસ્તક રૂપે એક નજીવી એવી આ મારી બીજી સેવા છે. મારૂં પ્રથમ પુસ્તક "વાર્તાવૃક્ષ" જાહેરમાં કેટલાંક પત્રોના અભિપ્રાયોથી અને ખાનગી રીતે મારા મિત્રો અને સ્નેહીઓના કહેવાથી ગુજરાતી સ્ત્રી પુરુષો અને બાળકોને પસંદ પડેલું છે, એમ હું માનું છું, અને આ પુસ્તક પણ તેવુંજ બને એવી આશા રાખું છું. આ ભાષાન્તર ભૂલો વિનાનું છે અથવા તો ઉત્કૃષ્ટ છે એવી બડાશ મારવી હું નકામી ગણું છું. માનવી માત્ર ભૂલને પાત્ર હોવાથી હું એમાંથી મુક્ત નથી. આ પુસ્તકનો સાર ગૃહણ કરી તેના અંતમાં જેમ તેનું પ્રત્યેક પાત્ર પવિત્રતામાં નિમગ્ન થાય છે તેમજ વાંચકો પવિત્રતાના પાઠ શીખશે તો હું ભાષાન્તરની સફળતા માનીશ.

આ કથાની ખૂબી એ છે કે તેમાં બીજાં કેટલાંક પુસ્તકોની માફક પુષ્કળ પાત્રો નથી; કેવળ ૭ પાત્ર છે. બે પુરુષ પાત્ર અને ચાર સ્ત્રી પાત્ર, પુરુષ પાત્ર બન્ને નવજવાન છે. સ્ત્રી પાત્રોમાં બે પ્રૌઢા, એક નવયુવતી અને એક નવયુવતી હોવા છતાં પ્રગલ્ભ પ્રકૃતિની છે. નવયુવતીનું નામ **આશા** છે અને પ્રગલ્ભાનું નામ **વિનોદિની** છે. આ છ પાત્રોનાં ચરિત્ર લેખકે આ નવલકથામાં કેવળ જનસ્વભાવના હાર્દને અનુસરતાંજ પ્રસ્ફુટિત કર્યાં છે. એ સાથે એક ખૂબી એ બતાવી છે કે, એક પાત્રનુ ચરિત્ર બીજા પાત્રના ચરિત્ર દ્વારા સ્પષ્ટ કર્યુ છે. વિસ્તારથી એ પાત્રોના ચરિત્રની આલોચના કરવા માટે આ નાની સરખી ભૂમિકામાં સ્થાન નથી, તથાપિ તે પાત્રોનો કાંઇક પરિચય અને લેખકની ખૂબી અત્રે મારાથી બનતી રીતે દર્શાવીશ. **મહેન્દ્ર** પ્રકટમાં પ્રધાન નાયક છે. તે ઉતાવળીઓ, અવિવેકી, સ્વચ્છંદી અને ચંચલ મનનો છે. એનાથી વિરુદ્ધ ગુણોવાળો એનો બાલમિત્ર **બિહારી** છે. તે ગંભીર, ઠરેલ અને સુજ્ઞ તેમજ સેવાપરાયણ યુવક છે. એકજ પ્રકારના પ્રસંગોમાં

પડતાં બન્ને કેવું જુદું જુદું વર્તન કરે છે તે વાર્તામાંથીજ સમજાઈ આવે તેમ છે. વિનોદિનીનું ચિત્ર લેખકે આબેહૂબ આજકાલની ઓછું ભણેલી વિધવાઓને અનુકૂળ મૂક્યું છે. ગમે તેવાં પુસ્તકો વાંચીને, વિધવા-ધર્મનો સાર સમજ્યા વિના, પારકી સ્ત્રીઓના સુખમાં વિઘ્નરૂપ થવામાંજ તે મોજ માનનારી છે. **આશા**, **મહેન્દ્ર**ની સ્ત્રી, એ અતિશય સરલ બાલિકા છે; અને તેની સહિયણી થયા પછી **વિનોદિની**, તેનીજ સરલ પ્રકૃતિને પરિણામે **મહેન્દ્ર**ના પરિચયમાં આવે છે. **મહેન્દ્ર**ને અસ્થિર મનનો જોઈ, વિનોદિની પોતાની માયા તેની ઉપર ફેલાવે છે. **મહેન્દ્ર**નો પરમ હિતૈષી મિત્ર અને બાલ્યબંધુ **બિહારી** **મહેન્દ્ર**ને આ સ્ત્રીથી દૂર રહેવા ચેતાવે છે; પણ **મહેન્દ્ર** તેની ઉપર ઉલટો આક્ષેપ મૂકે છે કે 'તું **આશા**ને ચાહે છે.' આમ તેને ખસીયાણો પાડી, તેની સલાહની દરકાર તે કરતો નથી. **વિનોદિની**, ભોળી **આશા**ની ભોળાઈથી અને પોતાને સુખેચ્છા હોવાથી ઈર્ષાગ્નિથી બળી જઈ **આશા**ના સંસારમાં અંગાર મૂકે છે. **વિનોદિની** નિપૂણ, ઘરકામકાજમાં ખબરદાર, બુદ્ધિમતિ, ચતુરા અને દીર્ઘદર્શિની બાળા હોવાથી **મહેન્દ્ર**ને વિવશ બનાવી તેની સાથે નાસી જાય છે. એમ છતાં **બિહારી** જેવા ઠરેલ અને ગભીર યુવક ઉપરથી તેનું ચિત્ત ડગતું નથી. બિહારી તેની માયામાં ફસાતો નથી એ જોઈને તે તેને પગે લાગતી જાય છે. તેની તે પૂજારીણી બને છે, અને આખરે એ ગુણવાન માણસને પણ તે વિવશ કરી લે છે.

આમ બન્નેને વશ કર્યા પછી પણ છેવટે આ બાળાને પવિત્રતામાં મૂકવામાં કવિએ ઘણીજ ખૂબી વાપરી છે. આ પ્રથમ ખંડમાં તેની બાબત ન હોવાથી એ સંબંધી ફક્ત ઉલ્લેખજ કરીને હું અટકીશ કે **બિહારી**ની પવિત્રતાને વિનોદિની છેવટે બગડવા દેતી નથી. **મહેન્દ્ર**ને પણ તિરસ્કારના ઉપાયથી તે **આશા** ભેગો કરાવે છે અને છેવટે સર્વેનો સુખરૂપ છેડો આવે છે. આ પુસ્તક એજ પવિત્ર છેવટને લીધે વધુ પ્રિય લાગે એમ છે.

રાજલક્ષ્મી અને અન્નપૂર્ણા, એ બે પાત્રોમાં રાજલક્ષ્મી સ્નેહ-ગર્વિતા, પોતાને અન્ય સ્ત્રીઓ કરતાં ઉંચી સમજનારી અને પુત્રને લાડમાં બગાડી નાંખનારી માતા છે. જ્યારે અન્નપૂર્ણા એક ઠરેલ, સમજુ, શાન્ત તથા ભક્તિપરાયણા સાધ્વી બાઈ છે. આશાની સરલતા-એજ આશાને અને મહેન્દ્રને જૂદાં પાડયાં છે. પણ જ્યારે આશા પતિવિમુખ થાય છે ત્યારે તે અનુભવવાળી બને છે, અને છેવટે એક ડાહી યુવતિ ગણાય છે.

આ પ્રકારે આ છ પાત્રો દ્વારા જાણે જગતના વિવિધરંગી અનુભવોની કંઈ કંઈ ખૂબીઓ રજુ કરી હોય એવું પુસ્તક આ કવિએ બનાવ્યું છે. આવા પુસ્તકના ગુજરાતી ભાષાન્તરની પરવાનગી જ્યારે મેં એ કવિવર પાસે મંગાવી ત્યારે તેમણે એક સમભાવશીલ પત્ર લખી, તરતજ તે આપી છે તે માટે હું તેમનો થોડો આભારી નથી. ક્યાં એ ઉદાત્ત હૃદયવાળા 'ગુરૂદેવ' અને ક્યાં હું ?! ડૉ. સર ટાગોરને માટે જેટલું લખાય એટલું ઓછું છે. તેમનું ટુંકું ચરિત્ર આ પુસ્તકની શરૂઆતમાં આપ્યું છે, તે ઉપરથી તેમનો કંઇક પરિચય થશે.

છેવટે આ ભાષાન્તર પ્રકટ કરવાનું રા. રા. જીવનલાલ અમરશી મહેતાએ માથે લીધું છે, તે માટે હું તેમનો આભાર માની વિરમુ છું; અને તે સાથે છાપાકામની ઉતાવળને લીધે પુસ્તકમાં કેટલીક ભૂલો રહી ગઈ છે તે માટે દરગુજર કરવા વાંચકોને વિનવું છું.

કાનજી ખેતસીની ચાલ<br>ત્રીજે માળ કાંદાવાડી<br>મુંબાઈ,<br>તા. ૧-૫-૧૬.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# અનુક્રમણિકા.

# કવિવર સર રવીન્દ્રનાથ ટાગોર.

ભારતવર્ષમાં બંગ વસુન્ધરાના અમૂલ્ય રત્ન શ્રીયુત કવિવર સર રવીન્દ્રનાથ ટાગોરનું નામ હવે ભાગ્યેજ અપરિચિત હશે. જે કવિવરની સમસ્ત ભૂમંડલમાં કીર્તિ ગવાઈ રહી છે, એ કવિવરના જીવન સંબંધી કાંઇક પરિચય કરાવવામાં આવે તો તેના ગુણપૂજકોમાં વિશેષ માન પ્રસરે એ નિઃસંશય છે. કલકત્તાના જોડાસાંકોના મહેલ્લાનો ટાગોરવંશ નિજગુણે મૂળથીજ પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત છે. આ વંશના સમભૂતો મૂળથીજ સમાજસુધારક, ચિત્રકલાકુશલ અને સાહિત્યસેવકો છે. આ કુળની સ્ત્રીઓએ પણ આવાજ પ્રકારની ખ્યાતિ પ્રાપ્ત કરેલી છે. ટાગોર-કુટુંબમાં બાબૂ રવીન્દ્રનાથનો જન્મ સન ૧૮૬૦ માં થયો હતો. તેમના પિતાનું નામ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર હતું. કવિવર તેમના સૌથી નાના પુત્ર હતા. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર બ્રહ્મસમાજના પ્રસિદ્ધ નેતા હતા. હવે સર રવીન્દ્રનાથે તેમનું સ્થાન લીધું છે. રવીન્દ્ર બાબૂ સ્વરૂપવાન, સારા કંઠવાળા, સુલેખક અને સુકવિ છે.

જ્યારે તેમને શાળામાં ભણવાને મૂક્યા ત્યારથી શાળાનું શિક્ષણ તેમને રૂચિકર થઈ પડ્યું નહિ. ધીમે ધીમે તેમણે બંગભાષાના સાહિત્ય-ગ્રંથોનું અધ્યયન અને મનન કરવા માંડ્યું. એટલામાં એક સુયોગ એ મળી ગયો કે, પ્રકૃતિલીલામાં આનંદ માનનારા બાળક રવીન્દ્રને પોતાના પિતા સાથે હિમાલયમાં જવાનો લાભ મળ્યો. અહિં તેમના પિતાએ તેમને અંગ્રેજી, સંસ્કૃત તથા જ્યોતિષનું કામ શીખવ્યું. ત્યાંથી પાછા ફર્યા ત્યારે તેમનાં માતાનું મૃત્યુ થયું. એમણે ઘરમાંજ વધુ શિક્ષણ લેવા માંડ્યું. તેમના પિતા પાસે અનેક વિદ્વાનો આવતા તેમની વાતચિત તેઓ લક્ષપૂર્વક સાંભળતા. સાહિત્યચર્ચા સાથે સંગીતાધ્યયન પણ તેઓ ચૂક્યા નહિ. કવિવર રવીન્દ્રનાથ જેવી સુંદર કવિતા કરી

શકે છે, તેવુંજ સુંદર ગાઇ શકે છે. બાલ્યાવસ્થામાંથી તેઓ કવિતાના અર્થ સમજતાં અને કંઇક થોડી કવિતા કરતાં શીખ્યા છે. એમના ઘરમાંથી '**ભારતી**' નામે એક માસિક નીકળતું હતું. આ માસિક આજ પણ ઉન્નત સ્વરૂપે નીકળે છે. આ માસિકમાં ૧૬ વર્ષના રવીન્દ્ર બાબુ પણ પોતાની પ્રસાદી રજુ કરતા હતા. ૧૭ વર્ષની વયે તેમને ઇંગ્લાંડ જવું પડયુ. તેમણે સારા સારા અંગ્રેજી ગ્રંથો વાંચી નાંખેલા હતા, એથી એમને મળેલું અંગ્રેજી જ્ઞાન ઇંગ્લાંડમાં વધ્યું. ઇંગ્લાંડથી પાછા ફરતી વેળા સ્ટીમરમાં તેમણે "ભગ્નહૃદય"નો થોડોક ભાગ લખી નાખ્યો. ઇંગ્લાંડથી પાછા ફરીને તેઓ પોતાના પિતા પાસે મસૂરી ખાતે ગયા, અને ત્યાંથી તેઓ ચન્દન નગર જઇને વસવા લાગ્યા. અહિં "સન્ધ્યાસંગીત" લખ્યું. આ કવિતા તેમણે સ્વચ્છંદતાથી કરી હતી. નવીન છંદ, નવા ભાવ અને નવા સૂર સાથે એ કવિતા નવીન-જ ઢબની હતી. એ પછી તેમણે "બૌ ઠાકુરાનીર હાટ" નામનું પુસ્તક લખવાનો પ્રારંભ કર્યો. ચન્દન નગરથી તેઓ કલકત્તા ગયા અને ચૌરંગીમાં રહેવા લાગ્યા. અહિં તેમના ભાવોમાં પરિવર્તન થયું. "સન્ધ્યાસંગીત"ની અધીરતા અને શિથિલતા "પ્રભાતસંગીત"ના આનંદમાં બદલાઈ ગઈ. ખરૂં જોતાં "પ્રભાતસંગીત" એ વખતે કવિના આખા જીવનના ભાવી ભાવોની ભૂમિકારૂપ હતું. 'એક અંશ'માં 'સંપૂર્ણ'ને અને 'સીમા'માં 'અસીમ'ને અર્થાત્ 'સંસાર'માં 'પરમેશ્વર'ને પ્રત્યક્ષ કરવા, એ સર રવીન્દ્રનાથના જીવનનું લક્ષ્ય છે. આ સર્વાનુભવ અથવા તો વિશ્વબોધ સૌથી પહેલાં 'પ્રભાતજીવન'માં પ્રતીત થયો હતો.

એ પછી કવિવરને મુંબાઇમાં સમુદ્રતટ પાસે રહેવાનો અવસર મળ્યો. અહિં તેમણે 'પ્રકૃતિપ્રતિશોધ' નામનું 'ગીતિનાટ્ય' લખ્યું. મુંબાઇથી ૨૨ વર્ષની વયે તેઓ પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા. એ

વખતે તેમનું લગ્ન થયુ. અહિં કવિવરે 'છબિ ઓ ગાન' નામનું પુસ્તક પ્રકટ કર્યું. એ પછી "રાજર્ષિ" પણ તેમણે બહાર પાડયું.

થોડા સમય બાદ, પિતાની આજ્ઞાથી રવીન્દ્ર બાબૂને પોતાના ઘરની જમીનદારી તરફ લક્ષ આપવું પડયુ. એ દિનોમાં તેમને ગ્રામ્ય-જીવન અને સુખદુઃખનો સારો પરિચય થયો. તેમની રચનામાં એ પછી કલ્પનાને બદલે સત્ય બાબતોનો આધાર આવતો ગયો. આ સમયે રવીન્દ્ર બાબુની કવિત્વશક્તિ પૂર્ણરૂપે વિકસિત થઇ ગઇ હતી. 'જીવન-દેવતા' નામની કવિતામાં તેઓશ્રીએ બતાવી આપ્યું કે, ખરી કવિત્વ-શક્તિ તેઓમાં હતી. એમના ધાર્મિક અને સામાજીક સદ્વિચારો એમાં સત્યસ્વરૂપે ખીલ્યા હતા. ક્રમશઃ તેઓ 'બંગદર્શન' પત્ર, જે અગાઉ બંકિમ બાબૂ ચલાવતા હતા, તેના સંપાદક થયા. "ભારતમાં ધર્મ અને સમાજ, પરમાર્થ અને સંસાર, એ એક બીજાથી અલગ છે" એવું તેમને આ વખતે ભાસ્યું. એ અલગપણાથી આપણો ધર્મ, નિશ્ચેષ્ટ અને નિષ્ક્રિય બન્યો છે; સમાજ, આધ્યાત્મિક ભાવોથી શૂન્ય બની ગઈ છે અને આપણે દૂર્બલ બનતા જઇએ છીએ, એવો તેમણે અભિપ્રાય બાંધ્યો. તેમણે એજ ઘોષણા કરવા માંડી કે "સંસારકાર્ય ચલાવવા માટે આચાર—સામાજીક નિયમનું બંધન સ્વીકારવું જોઇએ અને સાથે સાથે આધ્યાત્મિક જીવન બનાવવા માટે સંસાર (કુલવાસના)નો ત્યાગ કરીને, હૃદયથી સંન્યાસી બનવું જોઇએ." ભગવાન્ કૃષ્ણચન્દ્ર શ્રીમતી ગીતાજીમાં એમજ કહે છે કેઃ—

**रागद्वेषविमुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥**
**प्रसादे सर्व दुःखानां हानिरस्योप जायते ।**
**प्रसन्न चेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥**

ક્રમશઃ રવીન્દ્ર બાબૂ એ વખતના પોતાના લેખોમાં એમ બતાવવા

લાગ્યા કે **ભારત**માં આ પ્રવૃત્તિ–નિવૃત્તિનું દ્વંદ્વ શી રીતે સ્થપાઇ શકે? આ લક્ષ્ય રાખીને તેમણે "**શાન્તિ** નિકેતન" નામે એક બ્રહ્મચારી આશ્રમ સ્થાપ્યો. આ આશ્રમ પૂર્વના ઋષિમુનિઓના તપોવનનો આબાદ ખ્યાલ આપે છે. એમાં સંસાર અને પરમાર્થ, ભોગ અને ત્યાગ એનું સંમેલન સ્પષ્ટ રૂપે દેખાય છે. પૂર્વની પ્રણાલિ ઉપર આ આશ્રમના બાલવિદ્યાર્થીઓને શિક્ષણ અપાય છે.

આગળ જણાવ્યુ તેમ, કવિવર **રવીન્દ્રનાથ** સમાજ બંધનને આવશ્યક લેખે છે. તેઓ માને છે કે પાશ્ચાત્ય સભ્યતાના મોહમાં પડીને આપણે આપણાં સમાજબંધન શિથિલ કર્યા છે—નષ્ટભ્રષ્ટ કર્યા છે. સૌને વ્યક્તિગત સ્વતન્ત્રતા હોવાની અને પ્રત્યેક વ્યક્તિ પોતાના જ્ઞાનથી જે સમજે તે ખરૂ એમ ગણવાની રૂઢિ, **યૂરોપ**ને લીધે આપણે શીખ્યા છીએ. પણ એવા વિભિન્ન વ્યક્તિત્વને સમયપરત્વે સંમિલિત શક્તિ બનાવવા માટે **યૂરોપ**માં "રાષ્ટ્ર" છે. આ 'રાષ્ટ્ર' ને લીધે સૌમાં પ્રકટ રૂપે સ્વાતન્ત્ર્ય હોવા છતાં સૌ કોઈ એક થઇ શકે છે. રાષ્ટ્રહિતના પ્રશ્ન વખતે સ્વતન્ત્રતા, એકતામાં ફેરવાઇ જાય છે અને સૌનું લક્ષ્યસ્થાન એવે સમયે 'રાષ્ટ્ર'માંજ હોય છે. આપણે ત્યાં રાષ્ટ્ર નથી તો પછી રાષ્ટ્રીય-તા ક્યાંથી હોય? પરિણામે સ્વતંત્રતા અને એકતન્ત્રતાનુ દ્વંદ્વ બના-વવા માટે આપણે ત્યાં સમાજબંધનની ઘણી આવશ્યકતા છે.

જે દેશ, જે જાતિ અથવા જે મનુષ્યમાં અભ્યુદય માટે ઉત્સાહ-શક્તિ નથી તે સર્વ, સમયની વિટંબણાઓ વેળાએ પોતાની રક્ષા કરી શકે નહિ, પ્રકૃતિનો આ પ્રત્યક્ષસિદ્ધ નિયમ છે. આ નિયમના મહત્વ-થી માહિત થઇને **રવીન્દ્ર** બાબુ કહે છે કે "**યૂરોપ**માં રાષ્ટ્રથી જે પ્રકારે સ્વતન્ત્રતા અને એકતંત્રતા સંમિલિત થઈને સંસ્થાઓને દૃઢીભૂત કરે છે તે પ્રકારે જો આપણા સમાજને આપણે સચેત નહિ કરીએ તો પૃથ્વીના ઇતિહાસમાંથી આપણું નામ જતું રહેશે." આવા અભિ-

પ્રાયથી દોરાઈને રવીન્દ્ર બાબુએ "નૌકા ડૂબી" નામની એક નવલ-કથા લખી છે.

સન ૧૯૦૫મા જ્યારે સમસ્ત ભારતવર્ષમાં સ્વદેશી આંદોલનોની લહરીઓ વહી રહી હતી ત્યારે આ કવિના હૃદયમાંથી પણ એ આંદોલનોમાં પૂર્તિ થઈ હતી. વિજયા દશમીને દિન થયલા એક સમેલનમાં કવિએ એક ભાષણ આપ્યુ હતું. આ ભાષણનો કંઈક અંશ અત્રે આપ્યો છે—

"ધ્યાન રાખજો કે આજ જે દેશને આપણે આપણો પોતાનો ગણીએ છીએ તે રાજાની પ્રસન્નતા કે અપ્રસન્નતા પર આધાર રાખતો નથી. કોઇ કાનૂનો આપણી પાસે હોય કે નહિ—વિલાયતના લોકો આપણાં વિનય, અનુનય અને કરૂણ પ્રાર્થન ઉપર લક્ષ આપે કે નહિ—પણ આપણો દેશ તે આપણોજ છે. આપણા પૂર્વજોનોજ દેશ છે. આપણે કોઇ અસત્ય મુકાબલાથી ભૂલ કરીશું નહિ. જે માર્ગ કઠિન છે, કટકપરિપૂર્ણ છે, એ માર્ગ ઉપર જવા માટે આપણે કમર કસી ચૂક્યા છીએ."

ઉપરના ભાષણમાં કઠિન અને કટકપૂર્ણ માર્ગ જણાવ્યો તે સ્વદેશી વ્રતનો છે. કેટલાક દિન પછી, રવીન્દ્ર બાબૂ આ આન્દોલનોથી અલગ થઈ ગયા. તેમની નિન્દા પણ થઈ; પણ એમાં નિન્દાની કંઈ બાબત નહોતી. તેમના વિચારોના પરિવર્તન ઉપર ધ્યાન આપતાં, તથા એમના અનુસંધાનશીલ હૃદયની ગતિ ઉપર લક્ષ દેતાં, એ બાબત વિચિત્ર લાગતી નહતી. કારણ ગમે તે હો, પણ રવીન્દ્ર બાબુ સ્વદેશી આંદોલનોથી અલગ થઈ ગયા. વિશ્વબોધની મૂળ રાગિણી પાછી શરૂ થઈ. ભારતને તેમણે એકદેશીય દૃષ્ટિથી જોવું તજી દીધું. તેમના મત અનુસાર, ભારતવર્ષ કેવળ હિન્દુઓનોજ દેશ રહ્યો નહિ. એ દેશ અખિલ માનવજાતિનો બની રહ્યો. એ વખતે તેમણે ઇંગ્લાંડમાં એક

વ્યાખ્યાન આપ્યું હતું, એમાંથી એ વિચારો ચોખ્ખા જણાઈ આવે છે.

"યદ્યપિ આપણી ભાષા, આપણા આચાર–વ્યવહાર આદિ સર્વે વસ્તુઓ જુદી જુદી છે, તથાપિ આપણું (સમગ્ર માનવજાતિનું) હૃદય એક છે. પૂર્વ, પૂર્વ છે અને પશ્ચિમ, પશ્ચિમજ છે, એમાં તો જરાકે સંશય નથી તોપણ–ન કરે નારાયણ ને તેથી વિપરિત ન બને–એ બન્ને મળી શકે એમ છે. એક દિન પૂર્વ અને પશ્ચિમ એ બન્ને અવશ્ય મળશે. બન્નેનું હૃદય એ મિલનને અવશ્ય સફળ કરશે.".

આ કહેવું હાલની સ્થિતિ જોતાં એ કવિવરે પોતેજ સત્ય ઠરાવ્યું છે એમ કહી શકાય. તેમની "ગીતાંજલિ" અને તેમની "સાધના" એ બન્ને ચોપડીઓ તેમજ તેમનાં બીજાં લખાણોએ અનેક યૂરોપિયનોને આકર્ષ્યા છે અને યૂરોપના મોટા મોટા વિદ્વાનોએ તેમનાં વખાણ કર્યાં છે. ૧૯૧૩ ની સાલમાં તેમને "નોબલ પ્રાઇઝ"* નામનું જે મોટું ઇનામ મળ્યું છે તે તેના પરિણામરૂપ છે. આ ઈનામ પ્રતિવર્ષે જગતમાંના મોટામાં મોટા લેખકને મળે છે. તે ઇનામ મળ્યા પછી તેઓ આખા જગતના શ્રેષ્ઠ કવિઓની કોટિમાં મૂકાયા છે. બંગાળામાં બંગ સાહિત્યસભાએ એક મોટી સભા ભરીને ૧૯૧૩ના વર્ષમાં તેમને માનપત્ર

---

* આ ઈનામ સ્વીડન દેશમાંના પ્રખ્યાત વેપારી નામે ઑલ્ફ્રેડ બર્નાડ નોબલે ૧૮૯૬ ની સાલમાં પોતાના મરણ વખતે સ્થાપ્યું છે આ કાર્ય માટે તેણે રૂ. ૨,૬૨,૫૦,૦૦૦ પોતાના મૃત્યુપત્રદ્વારા આપવા આજ્ઞા કરી છે. એની વ્યવસ્થા એ છે કે પ્રતિવર્ષ, સર્વ માનવજાતિના કલ્યાણાર્થ થયેલા જુદા જુદા પ્રયત્નોમાં જે સર્વશ્રેષ્ઠ ઠરે તે પ્રયત્નો કરનારાઓને એ રકમના વાર્ષિક વ્યાજની રકમ સરખે ભાગે વહેંચી આપવી. પાંચ ભિન્ન ભિન્ન કર્મવિભાગોમાંથી સર્વશ્રેષ્ઠ કર્મવીરોને આ બક્ષિસ મળતી રહે છે. એ પૈકી સાહિત્યવિભાગની બક્ષિસ ૧૯૧૩ ના વર્ષમાં સર રવીન્દ્ર બાબૂને મળી હતી અને તે ખાસ કરીને તેમના 'ગીતાંજલિ' કાવ્યના અપૂર્વ લેખન માટે હતી. એની રકમ રૂ. ૨ લાખની હતી.

આપ્યુ હતું. ઇંગ્લાંડમાં પણ વિદ્વાન લોકોએ જાહેર રીતે તેમને આંગળીએ ગણાતા શ્રેષ્ઠ કવિઓમાંના એક શ્રેષ્ટ કવિ તરીકે સ્વીકાર્યા હતા. એવું માન આજ સુધી કોઇ પણ હિન્દીવાનને મળ્યું નથી. અમેરિકામાં કવિશ્રી પ્રવાસે ગયા હતા ત્યાં પણ તેમણે એવુંજ માન મેળવ્યું હતું. હમણાંજ રૂ. ૪૨૦૦૦ ના ઇનામથી ૧૮ જાહેર ભાષણ આપવાનું આમન્ત્રણ અમેરિકનોએ તેમને કર્યું હતું. અને હાલનો વિગ્રહ પૂર્ણ થતાં તેઓ કદાચ ત્યાં જશે ખરા ? ગતપૂર્વ હિન્દી વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ સર રવીન્દ્રનાથના એક પ્રશંસક છે, અને એમણે પોતાની પ્રશંસાને જાહેરમાં એ રીતે રજૂ કરી છે કે તેમનાજ અમલ દરમ્યાન બાબૂ રવીન્દ્રનાથને 'સર' નો માનવંત ઇલ્કાબ અપાયો છે.

નાટકો, નવલકથાઓ, તત્વજ્ઞાનના અને સામાજીક નિબંધો, કાવ્યો એ સર્વ પ્રકારની સાહિત્યની શાખાઓમા તેઓશ્રી પ્રવીણ છે. અનેક પુસ્તકો તેમણે રચ્યાં છે અને તેમાં પ્રૌઢ વિચારો દાખવ્યા છે. રાજા, પ્રજા, સમૂહ સમાજ, શિક્ષા, સ્વદેશ ઇત્યાદિ તેમના ઉત્તમ નિબંધો ગણાય છે. રાજર્ષિ, બૌ ઠાકુરાનીર હાર, નૌકાડુબી, ચોખેર વાલી, ગોરા, ઇત્યાદિ નવલકથાઓ, ચિત્રાંગદા, વિસર્જન, શારદોત્સવ, હાસ્ય કૌતુક, અચલાયનન, પ્રાયશ્ચિત્ત, પ્રજાપતીર નિબંધ ઇત્યાદિ નાટકો; સંધ્યા સંગીત, પ્રભાત સંગીત, કથા કહાણી, સંકલ્પ ઓ દેશ, શિશુ, નૈવેદ્ય, પ્રકૃતિપ્રતિશોધ, માલિની, ગીતાંજલિ આદિ કાવ્યો તથા અનેક ટૂંકી ટૂંકી અને રસિલી વાર્ત્તાઓ તેમણે લખી છે, અને બંગસાહિત્યને સમૃદ્ધ અને સુંદર બનાવ્યુ છે. આમાંનાં કઇ કંઇ પુસ્તકો ઇંગ્રેજી, હિંદી, મરાઠી આદિ ભાષાઓમાં રૂપાન્તર પામ્યાં છે. તેમનાં કાવ્યોમાં નવીન કલ્પનાઓ, ચિત્તને પ્રસન્ન કરવાનું અને મનોવૃત્તિને ક્ષુબ્ધ કરનારૂં સામર્થ્ય, શબ્દોની ઉત્કૃષ્ટ યોજના, વસ્તુસ્થિતિનું યથાર્થ વર્ણન વગેરે અનેક ગુણ રહેલા છે. તેમની આધ્યાત્મિક કવિતાઓમાં ઘણો ગૂઢાર્થ

રહેલો છે અને એ ગૂઢાર્થેજ પાશ્ચાત્ય વિદ્વાનોને મોહિત કર્યા છે. કહેવાય છે કે, આ કવિના મૂળ ગ્રંથોના વાચન માટે ઘણા અંગ્રેજ વિદ્વાનો ખાસ બંગાળી ભાષા શીખ્યા છે. તેમની નવલકથાઓની ખાસ ખૂબી, પાત્રોની સુંદર યોજના, મનોવેધક વસ્તુ અને ઘટતું તથા મનોરંજક ભાષામાં કરાયલું વર્ણન આ બાબતોમા છે. એમની દરેક નવલકથામાં પવિત્રતા ખાસ કરીને સોહે છે.

આવા કુશલ અને માનવંત મહાન્ કવિવરનો જોટો, ભારતવર્ષમાં નથી. પોતે બ્રહ્મસમાજીસ્ટ છે અને અન્ય ધર્મોને હંમેશાં માન આપે છે. આપણે ઇચ્છીશું કે તેઓ વિશેષ આયુષ્યવાન થાય અને વધુ સાહિત્યસેવા કરે.

બંગાળામાં માનભૂમ જીલ્લામા બોલપૂર ખાતે તેમણે 'શાંતિ નિકેતન' નામે જે મહાન્ સંસ્થા સ્થાપી છે, તેમાંથી તેઓ ભવિષ્ય-માટે આદર્શરૂપ કેળવાયલાઓ બહાર પાડવા ઇચ્છા રાખે છે. આ 'શાન્તિ નિકેતન' સંબંધમાં ઘણાં માસિકોમાં લખાઈ ચૂક્યું છે અને ગુજરાતી પ્રજા, તેના હેતુઓથી માહિત છે, એમ ધારી અત્રે લંબાણ કરવું વાજબી વિચારાતું નથી.



## "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નાં પુસ્તકો વિશે કેટલાક અભિપ્રાયના ઉતારા.

**રા. રા. છગનલાલ હરિલાલ પંડયા,** બી. એ.—"**સત્યભામા** નાટક વાંચીને મને આપની લેખક તરીકેની શક્તિ વિશે પણ ઘણો ઉંચો વિચાર બંધાયો છે. ગ્રન્થ સર્વે સુજ્ઞ જનોએ ઘરમાં રાખી બાળકોને વંચાવી મનન કરાવવા યોગ્ય છે."

**રા. રા. ધિમંતરામ નવલરામ પંડિત**–"**સત્યભામા** નાટક બધું વાંચી નાખ્યુ છે. ગુજરાતી સાહિત્યમાં તે નાટક અલબત્ત અપ્રતિમ ગણાશે, અને આપની અનુવાદશક્તિ બેશક પ્રશંસાપાત્રજ લેખાશે."

**રા. રા. વીરમિત્ર હ૦ મહેતા,** બી. એ.—"**સત્યભામા** બહુ સુન્દર પુસ્તક છે, અને સાહિત્યમાં તે ઉચ્ચ સ્થાને વિરાજશે."

**"બુદ્ધિપ્રકાશ"** (ફેબ્રુઆરી, ૧૯૧૬)—"**સત્યભામા**—મૂળ લેખક શ્રીયુત કોલ્હટકરનું 'વધૂપરીક્ષા' નાટક દક્ષિણી નાટક મંડળીમાં બહુ લોકપ્રિય થયું છે, અને વારંવાર ભજવાય છે. સત્યભામા એ તે નાટકનો અનુવાદ છે. અનુલોમ વિવાહ એ નાટયનો મુખ્ય વિષય છે. અને શેક્સપિયરનુ Comedy of Errors. (હાસ્યકારક ભૂલભૂલામણી) વાંચતાં જેવો આનંદ થાય છે, તેવો આનદ આપણે આમાં અનુભવીએ છીએ. અનુવાદ સારી રીતે અને કાળજીપૂર્વક કરવામાં આવ્યો છે. ભાષાશૈલી રૂઢ અને સરલ છે.

**સાહિત્ય** (ઑગસ્ટ, ૧૯૧૫)—"**હાસ્યમંદિર**—રા. બ. રમણભાઇ તથા સૌ૦ વિદ્યાબ્હેનની કલમથી લખાઈ વખતોવખત ચોપાનીઆમાં પ્રગટ થયેલા હાસ્યરસને લગતા નિબંધો પુસ્તકના રૂપમા મૂકીને વિદ્વાન્ કર્તાયુગલે સારી સાહિત્યસેવા કરી છે. × × × હાસ્યરસ જમાવવાની શક્તિ વિદ્વાન્ દંપતીમાં ઘણી ઉંચી પ્રતિની છે. મીઠી

ઠાવકી મજાક—ક્વચિત્ છલકાઇ જતી પણ કદી હદ બહાર નહિ જતી ને ગ્રામ્યપણાનો તો કોઈ પણ વખત આભાસ સરખોએ નહિ કરાવતી એ 'હાસ્યમંદિર'ની અંદરના લેખોની ખુબી છે. શૈલી સહેલી તોપણ પ્રૌઢ ને વાક્યરચના આડંબર વિનાની છે."

**સત્સંગ** (માહ—ફાગણ, સ. ૧૯૭૨)—**ગોપાળ કૃષ્ણ ગોખલે**—પુસ્તકનું પાને પાનું, લીટીએ લીટી, અક્ષરે અક્ષર મનન કરવા જેવો છે. બાપદાદાએ મૂકેલી પુંજીપર બેસી સારા નબળા બે શબ્દ લવી માન ખાટવાની ઇચ્છા રાખનાર, 'અમે તો ગરીબ એટલે શું કરીએ,' એમ કહી સ્વસ્થ થઇ બેસનાર, આદિ સર્વેને આ પુસ્તક ધડો લેવા જેવું છે."

**કેળવણી** (એપ્રિલ, ૧૯૧૬)—"**સૉક્રેટિસ અને તેનો છેલ્લો સંવાદ**—આત્મા શું છે, મૃત્યુ પછી તેની શી ગતિ થાય છે, પુનર્જન્મ કેવી રીતે થાય છે, મોક્ષનું સ્વરૂપ શું, ઇત્યાદિ વિષયો આ પુસ્તકમાં સૉક્રેટિસ અને તેના શિષ્યોના સંવાદરૂપે સાદી ભાષામાં અને સાદી યુક્તિઓથી અદ્દ્ભુત રીતે પ્રતિપાદન કરેલા છે. સૉક્રેટિસના આત્મા સંબંધી વિચારો વાંચનારને ક્ષણવાર એમજ લાગે કે તે જાણે ઉપનિષદોમાંના આત્મા સંબંધી પ્રકરણને વાંચતો હોય! × × × પુસ્તકને અન્તે મૂકેલું નીતિતત્વોનું પ્રકરણ પણ તેટલુંજ ઉપયોગી છે."

**નવજીવન અને સત્ય** (માર્ચ, ૧૯૧૬)—"**સૉક્રેટિસ અને તેનો છેલ્લો સંવાદ**—જે અસાધારણ બુદ્ધિ, પરમ સાત્વિકતા અને દિવ્ય શ્રદ્ધાનું દર્શન આ સંવાદમાં થાય છે, તેનું વર્ણન કરવા અમે ઇચ્છતા નથી. જેમ ગ્રીકમાં અને અંગ્રેજીમાં તેમ ગુજરાતીમાં પણ આ સંવાદ અમૂલ્ય રત્ન સમાન છે, અને અમારી ખાત્રી છે કે સામાન્ય વાંચકો તેમજ મ્હોટા વિદ્વાનો ત્હેને આવકાર આપશે. અનુવાદની ભાષા સરળ અને ઉચિત છે, અને સંવાદની પહેલાં સૉક્રેટિસનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવામાં આવ્યું છે."

"ગુજરાતી" તા. ૧૬ એપ્રીલ સન ૧૯૧૬ ના અંકમાં લખે છે કેઃ–

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"—આ પુસ્તકમાળાના પ્રથમ વર્ષનાં ૪ પુસ્તકો હાસ્યમંદિર, ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર, સોક્રેટિસનો સંવાદ અને સત્યભામા અમને કેટલાક સમયથી અભિપ્રાયાર્થે મળ્યાં છે. આજ કાલ સસ્તી વાંચનમાળાઓની યોજના મહારાષ્ટ્રીઓની માફક ગુજરાતી ભાષામાં ઘણાઓએ ઘડી કાઢી છે, અને તેને પરિણામે અનેક નમાલાં પુસ્તકો આપણા સાહિત્યમાં ઉભરાઈ ગયાં છે. આથી ઘણીવાર કઈ સસ્તીમાળા ખરીદવી એ માટે સામાન્ય જનસમૂહ મુશ્કેલીમાં મૂકાય છે. પરંતુ આ પુસ્તકમાળા સંબંધમાં તટસ્થપણે એમ કહી શકાય કે, રા. જીવણલાલે પુસ્તકોની પસંદગી કરવામાં હાલ સુધી ઠીક વિવેક વાપર્યો છે; અને પુસ્તકો પણ સારી છપાઇ, સારા કાગળ અને સારા લખાણવાળા આપવા માંડયાં છે. તેથી આશા રાખી શકાશે કે આવીજ રીતે સારાં પુસ્તકોની પસંદગી કરીને ભવિષ્યમાં રા. જીવણલાલ ગુજરાતી સાહિત્ય, સમૃદ્ધ અને સુંદર બનાવવામાં સારો ફાળો આપશે."

"હાસ્યમંદિર—આ પુસ્તકમાં રા. બા. રમણભાઇ મહીપતરામ અને સૌ. વિદ્યાગૌરીના હાસ્ય ઉપજાવનારા લેખોનો સંગ્રહ છે. પુસ્તકમાં જ્ઞાનસુધા, વસંત આદિ માસિકોમાં એક વાર પ્રકટ થયેલા લેખો ઉતારેલા છે. શરૂઆતમાં હાસ્યરસ સંબંધી રા. બા. રમણભાઇએ લગભગ ૧૨૦ પાનાંનો એક નિબંધ લખેલો છે. અને તેમાં નર્મયુક્ત વાક્ચાતુર્ય (wit) અને સમર્મ હાસ્ય રસ (Humour) નો તફાવત, ગુજરાતી ભાષામાં અગાઉ થઇ ગયેલા લેખકોનાં કેટલાંક હાસ્યરસના ઉદાહરણ સાથે તેમજ અંગ્રેજી લેખકોના એ રસ સંબંધી મત સાથે વર્ણવેલો છે. × × × ભોમિયાએ દીધેલી ભૂલથાપ, નવાબ સાહેબની મુલાકાત, પાટીઆં વાંચનારા, વગેરે લેખો, તથા સૌ. વિદ્યાગૌરીના વખત ગુમાવવાની કળા, દાંત કાઢવાનો સંચો, ઠંડા પાણીની લહેજત વગેરે લેખ આનંદ આપનારા છે.

**ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર**—ઉપર્યુક્ત માળાનુ આ બીજું પુસ્તક મનોરંજનમાંના એક મરાઠી લેખનું ગુજરાતી ભાષાંતર છે. પ્રો. વાસુદેવ બળવંત પટવર્ધન બી. એ. ના મરાઠી લેખ સાથે સરખાવતાં આ ભાષાંતર નિરાશા આપે એવું નથી. ભાષા સરળ અને શુદ્ધ છે. શ્રીયુત ગોખલેનું આખું ચરિત્ર આ પુસ્તક વાંચવાથી વાચકની આંખ સમક્ષ તરવરી રહે છે, અને એ સાથે પુસ્તકમાં અપાયલા એ સ્વર્ગસ્થ નરના જુદી જુદી અવસ્થાના તેમજ બીજા ફોટોગ્રાફ વાચકના મન ઉપર સારી અસર કરનારા નીવડે એમ છે. અંગ્રેજી અને મરાઠી નહિ જાણનારાઓ માટે આ પુસ્તક વિના શકે ઉપયોગી જ્ઞાન વધારનારૂં થઈ પડે છે.

**સોક્રેટિસ અને તેનો છેલ્લો સંવાદ**—આ પુસ્તક રા. જીવણ્-લાલની જ્ઞાનવર્ધક પુ. માળાનુ ત્રીજું પુસ્તક છે. વિશુદ્ધ અને સાત્વિક હૃદયવાળા આ ગ્રીક વિદ્વાન્ સોક્રેટિસના વિરોધીઓએ તેના ઉપર ગ્રીસના ધર્મથી વિરૂદ્ધ ઉપદેશ આપવાનો આરોપ મૂકી તેને દ્વેષથી દેહાંતદંડની શિક્ષા કરાવી હતી. તેને ઝેરનો પ્યાલો પીને મરી જવાનું ફરમાવાયુ હતું. એ માટે નિર્ણીત થયેલા દિવસ પહેલાં ક્રીટો નામે સોક્રેટિસના એક પરમ હિતૈષી મિત્રે તેને તુરંગમાથી સહિસલામતિથી નસાડી દેવાની સૂચના કરી હતી, પરંતુ સોક્રેટિસે તેમ કરવા ચોખ્ખી ના પાડી, અને મરણથી પોતે લેશ પણ ડરતો નથી એમ જણાવી વિષ પી જઈને તેના વાજબીપણા વિષે એક લાંબો સવાદ કર્યો હતો. આ સંવાદમાં અત્યંત ડહાપણ અને અપ્રતિમ બુદ્ધિ દાખવનારાં નીતિતત્ત્વો સમાયલાં છે. અંગ્રેજીમાં આ પુસ્તક અનેક બંધુઓએ વાંચ્યુ હશે, અને ગુજરાતી પ્રજાને આ પુસ્તકના ભાષાન્તરની જણાતી જરૂર મી૦ જીવણલાલે ઠીક સમયે પુરી પાડી છે. સંવાદની ભાષા સરળ અને શુદ્ધ છે. સોક્રેટિસનું જીવનચરિત્ર પણ તે સાથે આપવામાં આવ્યું છે. આ ગુજરાતી રૂપાન્તર વાંચી જવાની ગુર્જર બંધુઓને અમારી ભલામણ છે.”

---

# ચોખેર વાલી

એટલે

# આંખની કણી !

---

## (પ્રથમ ખંડ.)

### પરિચ્છેદ ૧.

#### લગ્નની અનિચ્છા.

વિનોદિનીની માતા હરિમતી એક દિવસ મહેન્દ્રની માતા રાજલક્ષ્મીને ત્યાં ગઈ, અને કંઈ કંઈ વિષયો ઉપર વાતો કરવા લાગી. હરિમતી અને રાજલક્ષ્મી એકજ ગામનાં વતની હતાં ને બાલ્યાવસ્થાથીજ તેઓ સાથે રમ્યાં હતાં.

રાજલક્ષ્મી બીજે દિવસે મહેન્દ્રને કહેવા લાગી: "દીકરા મહેન્દ્ર, કોઈ પ્રકારે પણ ગરીબની લાજ રાખવી જોઈએ. સાંભળ્યું છે કે છોકરી બહુ રૂપાળી છે અને ભણેલી ગણેલી છે. આજકાલ તમે લોકો જેવી ઇચ્છા રાખો છો તેવાજ ગુણ તેનામાં છે."

મહેન્દ્ર: "બા, મારા જેવા વિચારના બીજા ઘણા યુવકો મળી શકશે."

રાજલક્ષ્મી: "મહેન્દ્ર, તારો આ એક બહુ વિચિત્ર સ્વભાવ છે. તારી આગળ વિવાહની તો વાતજ ન કરાય!"

મહેન્દ્ર: "પણ એ કાંઈ માફ ન થઈ શકે એવું પાપ નથી, બા! એ વાત ન કરીએ તો દુનિયામાં વાત કરવાના વિષયની કાંઇ ખોટ પડે એમ નથી."

મહેન્દ્રના પિતા તે બાળક હતો ત્યારનાજ ગુજરી ગયા હતા. તેની મા રાજલક્ષ્મી જીવતી હતી. મા સાથેનું મહેન્દ્રનું વર્તન એની વયના અન્ય યુવકો કરતાં ઓર પ્રકારનું હતું. હાલમાં તેનું વય ૨૨ વર્ષનું હતું. એમ. એ. ની પરીક્ષા પસાર કરી હાલમાં તે વૈદ્યકનો અભ્યાસ કરતો હતો. પરન્તુ બાળકની પેઠે માની સાથે રીસાવું, જીદ્દ કરવી, તેને ખીજવવી, એ પ્રકારનો તેનો બાલસ્વભાવ અદ્યાપિ બદલાયો ન હતો. માતાની સહાય વિના ખાવું, પીવું, બેસવું, ઉઠવું, સુવું, વગેરે કાંઈ તેનાથી બની શકતું નહિ.

જ્યારે તેની માએ વિનોદિની સાથે તેનો વિવાહ કરવાની ઘણી હઠ લીધી ત્યારે મહેન્દ્રે કહ્યું: "ઠીક ભલે, પણ એક વાર કન્યાને જોઉં પછી વાત."

જે દિવસે જોવા જવાનું ઠરાવ્યું હતું તે દિવસે મહેન્દ્રે તેની માને કહ્યું: "જોઈને શું કરવું છે? જ્યારે હું તમને પ્રસન્ન કરવાનેજ વિવાહ કરવા તૈયાર થયો છું તો પછી સારા નરસાનો વિચાર કરવોજ વ્યર્થ છે."

રાજલક્ષ્મીએ સામો કંઈ ઉત્તર નહિ આપતાં તેને જેમ ઠીક લાગે તેમ કરવા કહ્યું. તેણે ધાર્યું કે, હાલમાં મહેન્દ્ર ભલે ક્રોધ કરે પણ જ્યારે

કન્યાને જોવાની મંગલક્રિયા* થશે ત્યારે જરૂર એના વિચાર બદલાશે.

ઉક્ત વિચારથી **મહેન્દ્ર**ની માતા નિશ્ચિંત ચિત્તે લગ્નકાર્યમાં ગુંથાઈ. લગ્નનો દિવસ પણ નક્કી થઈ ગયો. જેમ જેમ તે દિવસ નજદિક આવતો ગયો તેમ તેમ **મહેન્દ્ર**ના મનમાં ઘણો ઉચાટ થવા લાગ્યો. અંતે જ્યારે માત્ર એક બે દિવસ બાકી રહ્યા ત્યારે તેણે પોતાની માને કહ્યું: "નહિ, નહિ, મા, હું તો વિવાહ નહિજ કરૂં."

બાલ્યાવસ્થાથીજ **મહેન્દ્ર** સ્વતંત્ર વૃત્તિનો હતો. તેની ઇચ્છાનો વેગ અતિ પ્રબળ હતો. કોઈ પણ પ્રકારની અડચણ કે વિઘ્નને તે ગણકારતોજ નહિ. પોતાની ઉપર કોઈની પણ લાગવગ કે અસર થવા દેતો નહિ. અન્યના મત પ્રમાણે વર્તવું તેને રૂચતું નહિ. લગ્નની બાબતમાં તેણે પ્રથમ જે હા કહી તે તેની માતાની હઠને લીધેજ હતી. પણ પાછળથી તેનો મૂળ સ્વભાવ જાગ્રત થતાંજ તેને એ વસ્તુ તરફ અભાવ ઉત્પન્ન થયો અને પરિણામે, ઉપર જણાવ્યુ તેમ, પોતાની માને લગ્ન કરવાની તેણે ના કહી દીધી.

**બિહારી** નામે **મહેન્દ્ર**નો એક પરમ મિત્ર હતો. **બિહારી** **મહેન્દ્ર**ને "મોટા ભાઈ" અને **રાજલક્ષ્મી**ને "માજી" કહીને બોલાવતો હતો. **મહેન્દ્ર**ની માતા **રાજલક્ષ્મી** પણ **બિહારી**ને પોતાના પુત્ર સમાનજ ગણતી હતી અને તે ઘણીવાર તેને ઉપયોગી થઈ પડતો. **મહેન્દ્રે** જ્યારે લગ્ન કરવાની સ્પષ્ટપણે નાજ કહી ત્યારે **રાજલક્ષ્મી**એ **બિહારી**ને કહ્યુ: "દીકરા, ત્યારે હવે તારે આ કામ પાર પાડવું પડશે. નહિ તો એ બિચારી ગરીબની છોકરી—"

---

* બંગાળામાં હિંદુ લગ્ન વખતે વરકન્યાને પ્રેક્ષકગણથી ધર્મગુરૂ એકાન્તમાં લઇ જાય છે, અને પછી એકબીજાને નિહાળવાને આજ્ઞા કરે છે. આને જોવાની મંગલક્રિયા કહે છે.

બિહારીએ હાથ જોડીને કહ્યું: "માજી, મારાથી એ પ્રમાણે થઇ શકે એમ નથી. જે મિઠાઈ ન ગમવાથી મહેન્દ્ર ન ખાતો તે તો કંઈક વખત તમારી ઇચ્છાથી હું ખાઈ ચૂક્યો છું; પરંતુ કન્યા વિષે તે પ્રમાણે ન થાય. જે કન્યાને તે છોડી દે તેને પણ હુંજ ગ્રહણ કરૂં એ તો ન બને."

રાજલક્ષ્મીએ પણ મનમાં વિચાર્યું કે બિહારી હવે તો તે કન્યાની સાથે લગ્ન ન કરે. એ તો એક મહેન્દ્રનેજ દેખી રહ્યો છે. લગ્ન વગેરે વિષય, એના મનમાંજ નહિ આવતા હોય.

વિનોદિનીનો પિતા કાંઈ શ્રીમંત નહોતો, છતા પણ પોતાની એકની એક પુત્રીને તેણે સારૂં શિક્ષણ આપ્યુ હતું. કન્યા દિવસે દિવસે મોટી થતી ગઈ, પણ તેને માટે લાયક પતિની શોધ કરવાનું તેને સૂઝ્યુ નહિ; અને તે અંતે મૃત્યુ પામ્યો. વિધવા માતાને પોતાની સુપાત્ર પુત્રીને માટે ચિંતા થવા લાગી.

રાજલક્ષ્મીએ જ્યારે જોયુ કે મહેન્દ્ર કે બિહારી એમાંથી કાઇએ લગ્ન કરવાની હા કહેતા નથી, ત્યારે તેણે છેવટે હારીને પોતાના ભાઇના પુત્ર સાથે વિનોદિનીનાં લગ્ન કરી આપ્યાં.

થોડાજ દીવસ વીત્યા બાદ, વિનોદિનીનો પતિ મૃત્યુ પામ્યો ને વિનોદિની વિધવા થઇ.



## પરિચ્છેદ ૨.

### કન્યા જોવાની સંતલસ.

આ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં. પુનઃ એક વાર **રાજલક્ષ્મીએ** **મહેન્દ્ર** આગળ લગ્નની વાત કાઢી ને કહ્યું: "બેટા, લોકમાં મારી નિન્દા થાય છે.'

**મહેન્દ્ર**: "કેમ? શા સારૂ? મેં લોકનું શું અહિત કર્યું છે?'

મા: "લોક એમ કહે છે કે પરણ્યા પછી છોકરો વહુઘેલો થઈ જાય તે ડરથી હું તારાં લગ્ન થવા દેતી નથી."

**મહેન્દ્ર**: "તમને એવો ડર હોય એ સ્વાભાવિક છે. હું જો તમારે ઠેકાણે હોત તો કદી પણ મારા છોકરાનાં લગ્ન મારા જીવતા નજ કરત."

**મહેન્દ્રનુ** આ બોલવું સાંભળી માને હસવું આવ્યુ.

**મહેન્દ્રે** આગળ ચલાવ્યુ: "ખરૂ છે કે વહુ આવીને છોકરાને જરૂર ભભેરી નાંખે; પછી આટલાં આટલાં વર્ષ કષ્ટ વેઠનારી અને આટલો બધો સ્નેહ રાખનારી માને ઓછું ન આવે? તેને દુઃખ થાય તેમાં નવાઈ પણ શી? માતા પુત્રની વચ્ચે એક અપરિચિત વ્યક્તિ આવીને અંતરાય ઉભો કરે એ લોકોને વાજબી લાગતું હોય તો ભલે, મને તો ઠીક લાગતું નથી."

**રાજલક્ષ્મીની** દેરાણી, એ વખત ત્યાં આવી પહોંચી. તેને હસ્તે મોઢે આવકાર આપી, **રાજલક્ષ્મીએ** કહ્યું: "સાંભળ્યું? વહુ આવી મા દીકરા વચ્ચે આંતરો પાડે એ ભયથી **મહેન્દ્ર** લગ્ન કરવાની ના કહે છે! આવી વિચિત્ર વાત તમે કોઈ દિવસ સાંભળી છે?"

મહેન્દ્રની કાકી બોલી: "ભાઈ, એ તારી સમજફેર છે. દરેક બાબત તેનો સમય આવતાંજ શોભે છે. હવે તારે માની ગોદ છોડી, લગ્ન કરી ગૃહસંસાર માંડવાનો વખત આવ્યો છે. હવે કાંઈ તું બાળક ન કહેવાય. આ ઉંમરે એક બાળક જેવી વાત કરે તે કાંઈ ઠીક નહિ !"

મહેન્દ્રની માતાને તેની દેરાણીનું આ પ્રકારનું બોલવું રૂચ્યું નહિ. તે બોલી: "મારો પુત્ર કદાચ મને બીજાનાં છોકરાંઓ કરતાં અધિક ચાહતો હોય તેમાં તમને શું ખોટું દેખાય છે? તમને છોકરાં હોત તો એ વાત તમે સારી પેઠે સમજ્યાં હોત."

રાજલક્ષ્મીએ એમજ માની લીધુ કે તેની દેરાણી અન્નપૂર્ણાને પુત્ર ન હોવાથી તે ઈર્ષાથી બળી જતી હતી.

અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યો: "તમે જ્યારે લગ્નની વાત છેડી, ત્યારેજ હું આટલું પણ બોલી; નહિ તો મારે કાંઈ પણ કહેવાની શી જરૂર?"

રાજલક્ષ્મીએ પ્રત્યુત્તર દીધો: "મારો મહેન્દ્ર લગ્ન કરવાની ના કહે છે તેમાં તમારૂં હૈયુ કેમ બળી જાય છે? જેમ આજ સુધી હું એની સભાળ લેતી આવી છું તેમ આગળ પણ હું લઈશ. એ કામમાં મારે કોઈની મદદ જોઈતી નથી."

રાજલક્ષ્મીના આ પ્રકારના રોપથી અન્નપૂર્ણાને ઘણું ખોટું લાગ્યું, અને તેથી તે ત્યાંથી મુગી મુગી ચાલી ગઈ.

મહેન્દ્રને પણ આ બનાવથી મનમાં ઘણો ખેદ થયો. તે દિવસે તો તે નિત્ય કરતાં કોલેજમાંથી જલદી ઘેર આવ્યો, અને પછી તરતજ પોતાની કાકી પાસે ગયો.

મહેન્દ્ર સારી પેઠે સમજતો હતો કે કાકીએ જે કાંઈ કહ્યું હતું તે સ્નેહભાવથીજ કહ્યું હતું. વળી તે એ પણ જાણતો હતો કે કાકીની એક ભાણેજ હતી, જેનાં માતપિતા મૃત્યુ પામ્યાં હતાં. આ છોકરીનાં

લગ્ન પોતાની ( **મહેન્દ્રની** ) સાથે થાય તો, ભાણેજને પોતાની પાસે રખાય અને તેને સુખી કરી શકાય, એવી કાકીના મનમાં ઉંડી ઉમેદ હતી. જો કે **મહેન્દ્ર** લગ્ન કરવાની બાબતમાં વિરુદ્ધ વિચારનોજ હતો, તોપણ કાકીની આ ઇચ્છા તેને યોગ્ય અને સ્વાભાવિક જણાઈ. તે જ્યારે પોતાની કાકીના ખંડમાં ગયો ત્યારે સંધ્યાકાળ થવાને કંઈક વાર હતી. **મહેન્દ્રે** જોયું કે કાકી પલંગની ઇસ સાથે માથું ટેકવી જમીન ઉપર શોકાતુર ચ્હેરે બેઠાં હતાં. રસોડામાં નજર ફેંકતાં જણાયું કે રસોઈ જેમની તેમ પડી રહી હતી. કાકીએ ભોજન કરવાની પણ દરકાર કીધી નહતી.

સાધારણ કારણ બન્યુ હોય તોપણ **મહેન્દ્રને** રડવું આવતું હતું. કાકીને આ સ્થિતિમાં જોઈ તેની આંખમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. પાસે જઈ તેણે સ્નેહ તથા આદરથી કહ્યું.: " કાકી ! "

કાકીએ કૃત્રિમ હાસ્યભાવ ધારણ કરતાં કહ્યું: "આવ દીકરા, બેસ."

**મહેન્દ્ર** બોલ્યો: " ભૂખ બહુ લાગી છે. કાંઈ *પ્રસાદ આપો તો ઠીક. "

**અન્નપૂર્ણા** **મહેન્દ્રની** મતલબ સમજી ગઈ. જેમ તેમ કરી કષ્ટથી અશ્રુને ખાળીને પોતે જમી અને **મહેન્દ્રને** પણ જમાડયો.

આ સમયે **મહેન્દ્રનું** હૃદય કરુણા અને સહાનુભૂતિથી ઉછળી રહ્યું હતું. કાકીનો શોક દૂર કરવાના હેતુથી ભોજન કરતાં કરતાં તેણે તેની સાથે વાત કરવા માંડી અને તેમ કરતાં એકાએક તેણે પૂછ્યું: " કાકી, તમે તે દિવસ તમારી એક ભાણેજની વાત કરતાં હતાં તે ક્યાં છે ? મને એક દિવસ બતાવો તો ખરાં ? "

---

* દેવને આરોગાવેલું અન્ન પ્રસાદ કહેવાય છે. કાકી ધાર્મિક હોવાથી મહેન્દ્રે પ્રસાદ માગ્યો હતો.

વાત કરતાં તો થઈ ગઈ પણ પછવાડેથી તરતજ મહેન્દ્રને ગભરાટ થયો.

કાકી હસીને બોલી: "કેમ, લગ્ન કરવાનું મન થયું છે શું?"

મહેન્દ્ર બોલી ઉઠયો: "હું મારે પોતાને માટે નથી કહેતો. કાકી, મેં બિહારીને સમજાવીને તૈયાર કર્યો છે, માટે હવે અમારે કન્યાને ક્યારે જોવા જવું તે દિવસ તમે ઠરાવો."

અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યો: "અહા! છોકરીનું એવું ભાગ્ય ક્યાંથી કે એને બિહારી જેવા પતિનું સુખ મળે!"

કાકીના ખંડમાંથી પાછા ફરતાં બારણા આગળ મહેન્દ્રને પોતાની માતા રાજલક્ષ્મીનો મેળાપ થયો.

રાજલક્ષ્મીએ પૂછ્યું: "કેમ મહેન્દ્ર, શી મસલત કરવા અહિં આવ્યો હતો?"

મહેન્દ્રે ઉત્તર આપ્યો: "મસલત તો કંઈજ નહોતી. હું તો માત્ર પાન લેવા આવ્યો હતો."

રાજલક્ષ્મી: "તારાં પાન તો તૈયાર કરી મારા ખંડમાં મૂકી રાખ્યાં છે."

મહેન્દ્ર કંઈ પણ ઉત્તર ન આપતાં ચૂપચૂપ ચાલ્યો ગયો.

રાજલક્ષ્મીએ જ્યારે અન્નપૂર્ણાના ખંડમાં પ્રવેશ કર્યો ત્યારે તેની અશ્રુભરેલી આંખ તરફ દ્રષ્ટિપાત થતાં તેને અનેક તર્કવિતર્ક થયા. તેણે કટાક્ષથી કહ્યું: "દેરાણી, ત્યારે તમે મારા છોકરાને ભંભેરો છો, ખરૂં ને?"

ઉત્તરની વાટ જોયા વિના એટલું કહી તે જતી રહી.

## પરિચ્છેદ ૩.

### ડગમગ ચિત્ત.

કન્યા જોવાની વાત તો **મહેન્દ્ર** વીસરી ગયો પણ **અન્નપૂર્ણા**ને તેનું સ્મરણ હતું. તેણે કન્યાના પાલક—તેના કાકાને પત્ર લખી દીધો; અને તેમાં કયે દિવસે આ બે યુવકો કન્યાને જોવા આવવાના હતા તે પણ જણાવી દીધું. **મહેન્દ્ર** કલકત્તામાંજ રહેતો હતો અને કન્યાના કાકા પણ ત્યાંજ હતા.

દિવસ પણ નક્કી થઈ ગયો છે તે જાણી **મહેન્દ્રે** કાકીને કહ્યું: “અરે, તમે આટલી બધી ઉતાવળ કેમ કરી? મેં તો હજુ એ વિષે **બિહારી**ને કાંઈ કહ્યું પણ નથી!”

**અન્નપૂર્ણા**એ આશ્ચર્યથી કહ્યું: “કેમ **મહેન્દ્ર**, તુંજ કહેતો હતો ને કે **બિહારી** તો ખુશી છે? અને હવે આજે વળી આ પ્રમાણે કેમ કહે છે? હવે જો તમે એ જોવા ન જાઓ તો પછી તે લોકો શું કહેશે?”

**મહેન્દ્રે બિહારી**ને આ સર્વ વાત જણાવી અને કન્યાને જોવા જવાનો આગ્રહ કર્યો. કદાચ કન્યા પસંદ ન પડે તો ના કહેવી એમ **બિહારી**ને સૂચના કરી.

**બિહારી**ને આ વાત રૂચી નહિ. તેણે કહ્યું: “મારાથી તે પ્રમાણે નહિ થઈ શકે. કાકીની ભાણીને જોયા પછી મારાથી એમ નહિ કહેવાય કે મને તે પસંદ નથી.”

**મહેન્દ્ર**: “તે તો વધારે સારૂં ત્યારે.”

**બિહારી :** " પરન્તુ મોટા ભાઈ, તમે ઘણો અન્યાય કરો છો. તમે અલગ રહો છો અને મારે માથે આવો ભાર લાધો છો, એ કાંઈ ઉચિત ન કહેવાય. હવે ના કહેવી ને કાકીનું મન દુઃખવવું એ બહુજ કઠિન કામ છે. "

**મહેન્દ્રે** કંઈક લજ્જાથી કહ્યું : "ત્યારે હવે તું શું કરવા માગે છે ?"

**બિહારી :** " જ્યારે તમે મારા તરફથી હા કહી છે તો અવસ્ય હું લગ્ન કરવા તૈયાર છું. જોવા જવાની કંઈ જરૂર નથી. "

**અન્નપૂર્ણા** માટે **બિહારીને** ઘણો પૂજ્યભાવ હતો, અને તેને તે એક દેવી સમાન ગણતો હતો.

**મહેન્દ્રે** થોડી વાર રહીને કહ્યું : " **બિહારી,** એ પ્રમાણે કરવું યોગ્ય નહિ. પ્રથમ તું કન્યાની સારી રીતે પરીક્ષા કરી જો. તને કદાચ પસંદ પડશે નહિ તો હું કદિ પણ લગ્ન થવા દેનાર નથી. "

જે દિવસે જવાનું નક્કી ઠરાવ્યુ હતું તે દિવસે **મહેન્દ્રે** પાઠશાળામાંથી જરીક વહેલા આવી માને કહ્યું : " બા, મારો રેશમી ડગલો તથા સોનેરી કિનારીવાળુ ધોતિયુ જરા કાઢી આપો ને ? "

મા : " કેમ ક્યાં જવું છે ? "

**મહેન્દ્ર :** જરા જવું છે એક ઠેકાણે. હમણાં ઉતાવળ છે, પાછો આવીને બધું જણાવીશ. "

બીજાને માટે કન્યા જોવાનું હતું છતાં પણ **મહેન્દ્ર** અચ્છી તરેહથી ટાપટીપ કરીને તૈયાર થયો. સુગંધીદાર તેલ નાંખી, વાળનો બરાબર સેંથો પાડી, નવાં કપડાં પહેરીને તે જવાને તૈયાર થયો.

બન્ને મિત્રો કન્યા જોવાને ગયા.

કન્યાના કાકા **અનુકૂલે** સ્વપરાક્રમથી કંઈક પેસો મેળવ્યો હતો. ત્રણ માળનું એક સુંદર મકાન તેણે પોતાને માટે બંધાવ્યું હતું. પોતે આનંદથી રહેતો હતો. પોતાના ભાઈના મૃત્યુ પછી, પોતાની

ભત્રીજીને તેણે પોતાને ત્યાં લાવી રાખી હતી. છોકરીની માસી **અન્ન**-પૂર્ણા તેને પોતાને ત્યાં રાખવા ચાહતી હતી; પણ **અનુકૂલને** તે ઠીક લાગ્યું નહિ. તેમ કરવામાં પોતાની પ્રતિષ્ઠાની હાનિ થાય તેનો **અનુ**-કૂલને ભય હતો. પોતાનું માન-ગૌરવ જળવાઈ રહે તેને માટે તે **એટલો** બધો આતુર હતો કે પોતાની ભત્રીજીને માશીને ત્યાં મળવા માટે તે અમસ્તી પણ જવા દેતો નહિ.

જ્યારે કન્યા લાયક વયની થઈ ત્યારે તેના સંબંધ બાંધવા સારૂ **અનુકૂલને** ચિન્તા થવા લાગી. પણ આજકાલ "**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥**" એ વચનનું પ્રમાણ સત્ય ઠરતું હતું. ભાવનાની સાથે ખર્ચ પણ કરવો જોઈએ. પણ લગ્નના ખર્ચ વિષે **અનુકૂલ** કહેતો હતો કે "મારે પણ એક પુત્રી છે. હું એકલો તે બધું શી રીતે કરી શકું ?" આ કારણને લઈને, ઇચ્છા છતાં પણ ભત્રીજીનાં લગ્ન ઘણા સમય સુધી થઈ શક્યાં નહિ. આજે **મહેન્દ્ર** પોતાના મિત્રની સાથે **અનુકૂલને** ત્યાં આવ્યો છે. **અન્નપૂર્ણા** પણ અગાઉથી ત્યાં આવી છે.

ચૈત્ર માસના સાયંકાળનો સમય છે. ભગવાન્ સૂર્યનારાયણ અસ્ત પામવાની તૈયારીમાં છે. **અનુકૂલના** મકાનના બીજા મજલા ઉપરના એક ખંડમાં શ્વેત પત્થરના એક ગોળ ટેબલ પર ચાંદીના થાળમાં મહેમાનોના આદર અર્થે કંઈક નાસ્તો રાખવામાં આવ્યો છે. દિવસ ઉન્હાળાના હતા એટલે ચાહને સ્થાને ઠંડા શરબતના બે પ્યાલા પણ ત્યાં પડ્યા હતા. બરફની ઠંડકથી પ્યાલાની બહારની બાજુએ પાણીનાં ટીપાં બાઝી ગયાં હતાં અને તે મોતી જેવાં લાગતાં હતાં.

નાસ્તો ખલાસ થયા બાદ **અનુકૂલે** અંદરના ઓરડા તરફ જોઈ બૂમ મારી: "**ચુન્ની**, પાન લાવ તો."

થોડીક વારે અંદરના ભાગ તરફનું એક દ્વાર ઉઘડ્યું; **અને**

અંદરથી એક બાળા, જાણે સકળ સંસારની સુંદરતાએ તેના અંગમાંજ વાસ ન કર્યો હોય એવા ભાવસહિત પાનદાની હાથમાં લઈ, અનુકૂલ સમક્ષ આવી ઉભી રહી.

અનુકૂલે કહ્યું : " મારી નાની માતા,* આમ શરમાય છે શું ? જા, આ ગૃહસ્થોની પાસે પાનદાની મૂકી આવ."

બાલિકા ધ્રૂજતી ધ્રૂજતી મહેન્દ્ર અને બિહારી સમીપ ગઈ અને તેણે પાનદાની તેમની પાસે મૂકી. આમ કરતાં તેને કંઈક વાંકા વળવું પડયું; અને એજ વખતે બારીમાંથી અસ્ત થતા સૂર્યનો સુંદર પ્રકાશ તેના કમળવદન ઉપર પડયો. નૈસર્ગિક સૌંદર્યમાં વિશેષ ઝળકાટ આવ્યો.

મહેન્દ્રના હૃદયમાં આ લજ્જિત બાલિકાના મુખની પ્રતિમા પડી રહી. પાનદાની મૂકીને તે બાળા જ્યારે પાછી જવા તૈયાર થઈ ત્યારે અનુકૂલ બોલ્યો : " ચુન્ની, ઉભી રહે. બિહારી બાબૂ,× મારા મરનાર નાના ભાઈ અપૂર્વની આ પુત્રી થાય. અપૂર્વ ગત થયા પછી મારા વિના અન્ય કોઈ આ છોકરીની સંભાળ લેનાર નથી. " એટલું કહી તેમણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

મહેન્દ્રના હૃદયમાં દયાનો સ્રોત વહેવા લાગ્યો. એક વાર પુનઃ તેણે આ માતાપિતા વિનાની બાલિકા તરફ કરુણાપૂર્ણ દૃષ્ટિ ફેંકી.

આ બાલિકાની કેટલી ઉમર હશે તે કોઈ બરાબર કહેતું નહિ. તેના ઘરનાં માણસો કહેતા કે તે ૧૨–૧૩ વર્ષની હશે, અર્થાત્ ૧૪–૧૫ થી કમ નહિ હોય. પરન્તુ એ બિચારી પારકાને ત્યાં ઉછરી મોટી

* બંગાળામાં પુત્રી તરીકે ગણાતી કન્યાને અથવા તો પોતાની પુત્રીને લાડથી એ પ્રમાણે બોલાવવામાં આવે છે.

× બાબૂ એ સંબોધન બંગાળામાં કોઈ પણ પુરુષ વ્યક્તિના નામ પછી માનદર્શક શબ્દ તરીકે વપરાય છે.

થઈ હતી એ કારણથી એક પ્રકારની ભીરૂતાથી તેનું અંગ જોઈએ તે પ્રમાણમાં ખીલી નીકળ્યુ ન હતું.

દયાર્દ્ર હૃદયથી **મહેન્દ્રે** પૂછ્યુ: "તમારૂં નામ શુ?"

તેની સાથેજ **અનુકૂલ** પણ બોલી ઉઠયો: "બ્હેન, કહે જોઇએ તારૂં નામ શું?"

બાલિકાને વડીલની આજ્ઞા કેમ પાળવી તેનો અભ્યાસ હતો. તેણે નીચું જોઈ ઉત્તર દીધો: "**આશા.**"

"**આશા!**" **મહેન્દ્રને** આ નામ દરેક રીતે યોગ્ય અને મીઠું લાગ્યુ. તેના હૃદયમાં એ શબ્દોચ્ચારે કંઇક ઊર્મિઓ ઉત્પન્ન કરી.

**અનુકૂલની** વિદાયગિરી લઈ બન્ને મિત્રો બહાર નીકળી ગાડીમાં બેઠા. ગાડી ચાલતી થઈ. **મહેન્દ્ર** બોલ્યો: "**બિહારી**, તારે હવે આ બાળાને હાથથી જવા ન દેવી."

**બિહારી** એ વાતનો કાંઈ સ્પષ્ટ ઉત્તર ન દેતાં બોલ્યો: "છોકરી દેખાવમાં જાણે એની માશીનોજ આબેહુબ નમૂનો છે. ગુણ પણ તેના જેવાજ હશે એમ જણાય છે."

**મહેન્દ્ર** બોલ્યો: "તારા શિર પર મેં જે ભાર મૂક્યો હતો તે હવે પહેલાંના જેટલો ભારે લાગતો જણાતો નથી."

**બિહારીએ** ઉત્તરમાં કહ્યુ: "હા, એમ લાગે છે ખરૂં. હું ધારૂં છું કે હવે મારાથી એ ભાર ઉઠાવી શકાશે ખરો."

**મહેન્દ્રે** કહ્યું: "પણ એટલા કષ્ટની જરૂર શી છે? તું કહે તો તારા શિર પરનો ભાર હું હલકો કરૂં—હું પોતેજ એ ભાર ઉઠાવી લઉં."

**બિહારી** કંઇક ગંભીર થઈ **મહેન્દ્ર** તરફ જોવા લાગ્યો અને બોલ્યો: "મોટા ભાઈ, આ શુ તમે ખરૂ કહો છો? હજુ પણ જો વિચાર હોય તે જણાવી દો. તમે પરણશો તો કાકી અતિ સંતુષ્ટ થશે; અને તમારાં લગ્ન થયાથી તેમની ભાણેજ તેમની આગળની આગળ રહેશે."

મહેન્દ્રે કહ્યું: "અરે, તું તો ગાંડો થયો છે! એમ થવાનું હોત તો ક્યારનુંયે થઈ ગયું હોત."

બિહારી વિશેષ આગ્રહ ન કરતાં પોતાને ઘેર ગયો. મહેન્દ્ર પણ વિચારમાં ને વિચારમાં સિધો માર્ગ મૂકી, આડે અવળે રસ્તે ભટકી, ઘણા સમય બાદ ઘેર ગયો.

મહેન્દ્રની માતા રાજલક્ષ્મી તે સમયે રસોઇ કરવામાં રોકાઇ હતી; અને અન્નપૂર્ણા હજી અનુકૂલને ત્યાંથી પાછી આવી નહોતી.

મહેન્દ્ર અગાશીમાં જઇ, એક આરામખુરશી ઉપર પડ્યો. કલકત્તાની ગગનચુંબી ઇમારતો ઉપર શુકલપક્ષની સપ્તમિનો અર્ધચન્દ્ર પોતાના મોહનમંત્રનું અધ્યયન પૃથ્વીને શાન્તિથી કરાવી રહ્યો હતો. માએ જ્યારે મહેન્દ્રને વાળુ કરવા બોલાવ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો: "અહિંથી ખસવાનું મન નથી થતું. હમણાં—"

મા: "તું કહે તો જમવાનું અહિં લઇ આવું."

મહેન્દ્ર: "નહિ. પણ મારે જમવું નથી. હું જમ્યો છું."

મા: "ક્યાં?"

મહેન્દ્ર: "તે પછી કહીશ. હમણાં જરા મને ઠીક નથી."

પુત્રની આવી વર્ત્તણુકથી અભિમાનિની માતાને માઠું લાગ્યું. વધુ કાંઈ ન બોલતાં તે જવા તૈયાર થઇ. પણ એટલામાંજ મહેન્દ્રને પોતાની શરમભરેલી વર્ત્તણુંકનું ભાન થયુ. તે બોલ્યો: "લાવો, અહિંજ જમી લઇશ."

માએ કહ્યુ: "ભૂખ ન હોય તો પછી શું કામ જમે છે?"

આ સૂક્ષ્મ કારણથી મા અને પુત્ર વચ્ચે કઇક વાર સુધી માન, અભિમાનપરત્વે વિવાદ ચાલી રહ્યો. આખરે મહેન્દ્રને બીજી વાર વાળુ કરવા બેસવું પડ્યું!

## પરિચ્છેદ ૪.

### પારકી પસંદગી પર તરાપ.

આખી રાત **મહેન્દ્ર**ને નિદ્રા આવી નહિ. પ્રભાત થતાંજ તે **બિહારી**ને ત્યાં ગયો અને તેને કહ્યું: "**બિહારી**, ગઈ કાલના પ્રસંગ ઉપર શાંતિથી વિચાર કરતાં મને એમ લાગે છે કે કાકીની ભાણી સાથે જો હું લગ્ન કરવાની ના કહીશ તો તેથી કાકીને ઘણું માઠું લાગશે. પોતાની બ્હેનની પુત્રીને પોતાની પાસે રાખવી એ એમના હૃદયની ઉત્કટ અભિલાષા છે."

**બિહારી** ઉત્તર આપતાં બોલ્યો: "તે વિષે કોઈ નવીન પદ્ધતિએ વિચાર કરવાની કશી જરૂર નહોતી. એમાં તમને નવું શું લાગ્યું? એ ઇચ્છા અનેકવાર ને અનેક પ્રકારે તમારી સમક્ષ તેમણે દર્શાવી હતી."

**મહેન્દ્ર**: "હું એજ કહું છુ કે મારી સાથે **આશા**નું લગ્ન થશે નહિ તો એ વાત જીવન પર્યંત કાકીના હૃદયમાં એક કંટક સમાન ખૂંચ્યા કરશે."

**બિહારી** વાતનું સ્વરૂપ અદલાયલું જોતાં બોલ્યો: "હા, તેમ થવાનો સંભવ ખરો."

**મહેન્દ્રે** વળી વિશેષ ઉમેર્યું: "હું તો એટલે સુધી પણ કહું છું કે **આશા** સાથે લગ્ન ન કરવાં એ એક પ્રકારનો મારો તેની તરફ અન્યાય છે."

બિહારીએ ઉત્તર આપ્યો: "એ તો ઘણો ઉત્તમ વિચાર છે. તમે જો પ્રસન્ન હો તો પછી વાંધોજ ક્યાં છે? પણ એ કર્તવ્યબુદ્ધિનું ભાન તમને ગઈ કાલેજ થયું હોત તો ઠીક હતું."

મહેન્દ્ર: "અને એક દિવસ મોડુ થયુ તેમાં હાનિ પણ શી છે?".

આ પ્રમાણે મહેન્દ્રે લગ્ન સંબંધે પોતાનો મનોભાવ બદલ્યો; અને હવે તેને એ વિષે અધીરાઈ થતાં કંઈ પણ વિલંબ અસહ્ય લાગવા માંડ્યો. તેની આતુરતા ઘણીજ વધી ગઈ ને કેમે કરતાં પણ એ કાર્ય સત્વર પતી જાય એવી તેના મનની અધીરી સ્થિતિ થઈ ગઈ.

મહેન્દ્ર પોતાની માતાને કહેવા લાગ્યો: "બા, હવે મને એમ થાય છે કે તમારી આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે; અને તેથીજ મેં મારો વિચાર બદલ્યો છે. હવે લગ્ન કરવા હું તૈયાર છુ."

રાજલક્ષ્મી મહેન્દ્રનું આ પ્રમાણે કહેવું સાંભળી પોતાના મનમાં સમજી ગઈ કે આ જ કારણથી અન્નપૂર્ણા તે દિવસે પોતાની ભાણેજને મળવા ગયેલી હોવી જોઈએ; અને મહેન્દ્ર પણ ત્યાંજ ગયેલો હોવો જોઈએ.

અનેકવાર પોતે મહેન્દ્રને લગ્ન કરવા આગ્રહ કરેલો પણ હમેશાં તેણે તેનો અનાદરજ કર્યો હતો, તે વાત રાજલક્ષ્મીના મનમાં તાજી થઈ. અન્નપૂર્ણા આવી રીતે પોતાની સત્તા મહેન્દ્ર પર ચલાવે, મહેન્દ્ર પણ તેના તેજમાં અંજાય અર્થાત્ કાકીને પ્રસન્ન રાખવા તેની બ્હેનની પુત્રી સાથે લગ્ન કરવા તૈયાર થાય, એ રાજલક્ષ્મીથી સહન થઈ શક્યુ નહિ. અન્નપૂર્ણાની ઇચ્છા સફળ ન થવા દેવી એવો દૃઢ સંકલ્પ પોતાના મનમાં કરી રાજલક્ષ્મી બોલી: "તો ઘણું સારૂં. હું તારે માટે યોગ્ય કન્યાની તજવીજ કરીશ."

મહેન્દ્રે આશા વિષે બનેલા પ્રસંગનો સવિસ્તર સ્ફોટ કર્યા પછી કહ્યું: "કન્યા શોધવાની હવે શી જરૂર છે?"

રાજલક્ષ્મીએ ઉત્તર આપ્યો: "બેટા, એ કન્યા તારે લાયક નથી. હું કદિ પણ તેની સાથે તને પરણવા દેનાર નથી!"

મહેન્દ્રે કહ્યું: "કેમ બા, કન્યા તો કોઈ રીતે ખરાબ નથી!"

રાજલક્ષ્મી કંઈક સંતાપથી બોલી: "એનાં કોઈ સગાં સંબંધી નથી, તો તેવી કન્યા સાથે તારૂં લગ્ન કરવામાં શો ફાયદો?"

મહેન્દ્રે ઉત્તર આપ્યો: "એની મને ઝાઝી દરકાર નથી. વળી કન્યા મને ખાસ પસંદ છે."

મહેન્દ્રની આ બાબતમાં આવી હઠ જોઈ રાજલક્ષ્મીને ઘણોજ ક્રોધ ઉપજ્યો. તે ક્રોધમાં એકદમ અન્નપૂર્ણા પાસે જઇ કહેવા લાગી: "તમે આ શું કરવા માંડયુ છે? એક માબાપ વગરની છોકરી સાથે મારા છોકરાને પરણાવી મારાથી તેને અલગ કરવો છે, કેમ?"

અન્નપૂર્ણા શાંતિથી બોલી: "મહેન્દ્ર સાથે લગ્ન કરવાની તો વાત પણ નીકળી નથી; તમારી સાથે એ વિષે એને વાત થઈ કે કેમ તે પણ હું તો જાણતી નથી."

પરન્તુ રાજલક્ષ્મીને તેના આ કથન ઉપર વિશ્વાસ આવ્યો નહિ. અન્નપૂર્ણાએ બિહારીને બોલાવી તેને કહ્યું: "તારી સાથે સર્વ ગોઠવણ થઇ ગયા પછી વળી આ શું તોફાન જાગ્યુ છે? તારે એ છોકરી સાથે ગમે તેમ પણ લગ્ન કરવાં પડશે. તું જો ના કહેશે તો મારા નામને બટ્ટો લાગશે. તારે ના કહેવાનું કંઈ કારણ પણ નથી. કન્યા તારે યોગ્યજ છે."

બિહારી: "કાકી, આમ અધીરાં શામાટે થાઓ છો? એ તમારી બ્હેનની પુત્રી છે, તો પછી મારાથી લગ્ન કરવાની ના કહેવાયજ નહિ. હું તો હજુ પણ તૈયાર છું. પણ મહેન્દ્રભાઇ—"

**અન્નપૂર્ણા** વચ્ચેજ બોલી ઉઠી: "નહિ, નહિ. **મહેન્દ્ર** સાથે કદિ પણ તેનું લગ્ન થઇ શકે એમ નથી. હું તને સત્ય કહું છું કે તારી સાથેજ તેનું લગ્ન થવાથી મારા મનને શાન્તિ વળશે. **મહેન્દ્ર** સાથે તે પરણે એવી મારી મુદ્દલે મરજી નથી."

**બિહારી**: "કાકી, તમારીજ જ્યારે એવી ઇચ્છા છે ત્યારે પછી મને કોઈ પ્રકારની હરકત નથી."

**બિહારી રાજલક્ષ્મી** પાસે ગયો અને બોલ્યો: "માજી, કાકીની બ્હેનની છોકરી સાથે મારાં લગ્નની વાત નક્કી થઈ ગઈ છે. મારે ત્યાં સ્ત્રી વર્ગમાં કોઈ પાસેનું સગું ન હોવાથી મારે પોતાને શરમને બાજૂએ મૂકીને એ ખબર તમને આપવી પડે છે, માટે જો મર્યાદાનું ઉલ્લંઘન થતું હોય તો ક્ષમા કરશો."

**રાજલક્ષ્મી** આશ્ચર્યચકિત થઈ પૂછવા લાગી: "તું શું સાચું કહે છે? **બિહારી**, મને આજે ઘણોજ આનંદ થાય છે. કન્યા સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે. બરોબર તે તારે લાયકની છે. એ વાતમાં કંઈ વિચાર કરવાનું છેજ નહિ, માટે લગ્ન નક્કી કરી નાંખ."

**મહેન્દ્ર**ને આ સર્વ પ્રકારની જાણ થતાંજ તે વિશેષ ઉત્તજીત બની ગયો. પોતાની મા અને કાકી બેઉ સાથે તકરાર કરી, પોતાના ઘરનો ત્યાગ કરી, કૉલેજના છાત્રાલયમાં તે રહેવા ગયો.

પોતાના પુત્રનું આવું વર્તન જોઈ **રાજલક્ષ્મી** ઘણી આકુળ-વ્યાકુળ થઈ ગઈ.

તેણે જોયું કે **મહેન્દ્ર**ને તેની મરજી પ્રમાણે લગ્ન કરવા દીધા સિવાય હવે છૂટકોજ ન હતો. તે **અન્નપૂર્ણા** પાસે ગઈ અને વિનંતિ કરવા લાગી: "**મહેન્દ્ર** નિરાશ થઈ, ઘર છોડી ચાલ્યો ગયો હોય એમ જણાય છે. એને તમે ન મનાવો?"

**અન્નપૂર્ણા**એ કહ્યું : " ધીરજ રાખો, એ ચાર દિવસમાં આપોઆપ એ ઠેકાણે આવી જશે."

**રાજલક્ષ્મી** બોલી : " અરે, તમને એના સ્વભાવની ખબર નથી. એની મરજીમાં જે આવ્યુ તે જો ન થયું તો એ શું કરશે તે કહી શકાય નહિ. તમારી ભાણેજ સાથે ગમે તે પ્રકારે પણ એનાં—"

**અન્નપૂર્ણા** : " હવે એમ શી રીતે થઈ શકે? **બિહારી** સાથે લગભગ નક્કી થઈ ગયા જેવું છે."

**રાજલક્ષ્મી** : " તમારી મરજી હોય તો વાતને ફેરવી નાંખતાં શી વાર ? તમે સઘળું કરી શકો એમ છો."

**રાજલક્ષ્મી**એ તેજ સમયે **બિહારી**ને બોલાવ્યો અને કહ્યું : " બેટા, તારે માટે હું બીજી યોગ્ય કન્યા શોધી કાઢીશ. આ કન્યા તારે લાયક નથી, માટે એને પરણવાનો વિચાર છોડી દે."

**બિહારી** બોલ્યો : " નહિ માજી, એ તો ન બને. બધું નક્કી થઈ ગયુ છે."

**રાજલક્ષ્મી** **અન્નપૂર્ણા**ને વિનવવા લાગી : " બ્હેન, તમને મારા સોગંદ છે. હું તમને પગે લાગું છુ. તમે **બિહારી**ને આગ્રહ કરીને કહો તો હમણાં આપણું કામ સફળ થઈ જાય."

**અન્નપૂર્ણા** લાચાર બની. તેણે એકાન્તમાં **બિહારી**ને કહ્યું : " **બિહારી**, તને એમ કહેવું કે તું લગ્ન કરવાનું માંડી વાળ એ હવે મારાથી કયે મ્હોંયે કહી શકાય ? પણ તુંજ બતાવ કે મારે હવે કરવું શું ? આશા તારી સાથે પરણે એનાથી વિશેષ બીજો સંતોષ મને નથી; પરંતુ તું સર્વ કાંઈ જાણે છે અને સમજે છે."

**બિહારી** : " કાકી, ચિન્તા ન કરો. હું સર્વ સમજ્યો. જેમ તમે કહેશો તેમ કરીશ, પણ તે સાથે મારી એક પ્રાર્થના છે કે હવે તમારે મને કદિ પણ લગ્ન કરવાનું કહેવું નહિ."

આટલું કહી **બિહારી** ત્યાંથી ચાલ્યો ગયો. **અન્નપૂર્ણાનાં** નેત્રમાં અશ્રુ દેખાવા લાગ્યાં, પણ **મહેન્દ્રના** અનિષ્ટની બીતિથી તેણે પોતાના પાલવથી તે લુછી નાખ્યાં. જે થાય છે તે ઇષ્ટ છે, એમ સમજી તેણે સંતોષ માન્યો.

એમ કરતાં કરતાં લગ્નનો દિવસ આવ્યો. **મહેન્દ્રને** ત્યાં આનંદ ઉત્સવ થઈ રહ્યો, રોશની થઈ, વાજીંત્ર વાગવા લાગ્યાં, અને ધામધુમ સાથે અંતે લગ્ન પણ થયાં.

મનોહર વસ્ત્રસજ્જિત સુન્દર દેહ અને લજ્જાપૂર્ણ મુગ્ધમુખસહ **આશાએ** જીવનસંસારમાં પ્રથમ પગ મૂક્યો. આ ગૃહરૂપ ઉપવનમાં કોઈ કોઈ કંટક પણ હશે કે કેમ તેનો કિંચિન્માત્ર અનુભવ તેના કોમળ હૃદયને અત્યારે તો ન થયો. એથી ઉલ્ટું, પોતાના પ્રત્યે પોતાની માતા જેટલોજ સ્નેહ દર્શાવનારી પોતાની માશી સાથે રહેવાના આનન્દથી તેના હૃદયને જે આશ્વાસન મળ્યું તેથી સંદેહ કિંવા ભયનો હાલ તુર્ત તો જન્મ ન થયો.

લગ્ન પછી **રાજલક્ષ્મીએ મહેન્દ્રને** કહ્યું : "નાની વહુ માતાને થોડોક વખત પાછી તેના કાકાને ત્યાં મોકલવી જોઈએ."

"શા માટે, બા ?" **મહેન્દ્રે** પ્રશ્ન કર્યો.

**રાજલક્ષ્મી :** "જો ને, તારી પરીક્ષા પાસે આવે છે અને એથી તારા અભ્યાસમાં અડચણ પડશે."

**મહેન્દ્ર :** "બા, શું તમે મને એક બાળક સમજો છો ? શું મારી સભાળ હું રાખી શકું એટલો વિશ્વાસ તમને નથી ?"

**રાજલક્ષ્મી :** "પણ એક વર્ષ વધારે રહી આવશે તો તને શો વાંધો છે ?"

**મહેન્દ્ર :** " જો તેનાં પોતાનાં માતાપિતા હોય તો તેને મોકલવામાં કશો વાંધો નહોતો, પણ તેના કાકાને ત્યાં તેને રાખી શકું નહિ."

" અરે પ્રભુ ! " **રાજલક્ષ્મીએ** વિચાર કર્યો : " ત્યારે હવે એજ ઘરનો મોટો માણસ ! અને વહુની સાસુ તો કાંઈ નહિ ! એક દિવસમાંજ આ તે કેવો ફેરફાર ! અમે એક વાર અમારા ધણી સાથે પરણ્યાં હતાં પણ આવી રીતે એ દિવસોમાં શરમ વિનાના અને વહુઘેલા ધણીઓ નહોતા. "

**મહેન્દ્રે** છેવટે દૃઢ નિશ્ચયથી કહ્યું : " આ, મારી પરીક્ષામાં વાંધો નહિ આવે. એની તમે જરાયે ચિંતા કરશો નહિ. "



## પરિચ્છેદ ૫.

### વહુનું ઉપરાણું.

એ પછી રાજલક્ષ્મી પોતાની અંતરની દાઝ અન્ય માર્ગે પ્રકટ કરવાના હેતુથી, વહુને ઘરના કામકાજમાંજ પરોવાયલી રાખવા લાગી. આખો દિવસ રસોડામાં, દેવપૂજાના કામમાં, વાસણ માંજવામાં વગેરેમાં તેને તે રોકી રાખતી. રાતના તેના પતિથી તેને અલગ રાખવા માટે રાજલક્ષ્મી આશાને પોતાની સાથે પોતાના ખંડમાં સુવાડતી.

અન્નપૂર્ણા બહુ ધ્યાનપૂર્વક વિચાર કરી આશાથી દૂરજ રહેવા લાગી.

જેમ કોઈ નિષ્ઠુર પિતા, ચૂસી ચૂસીને શેરડીનો રસ કાઢે અને તે જોઈ એક લાલચુ બાળકને સંતાપ થાય તેવી મહેન્દ્રની દશા થઈ પડી. એની નજર સમક્ષ નૂતન યૌવનાનું સર્વે લાલિત્વ ગૃહકાર્યના રગડામાં રગદોળાઈ જતું હતું. આ તે કેમ જોઈ શકે ?

મહેન્દ્ર અન્નપૂર્ણા પાસે જઈ કહેવા લાગ્યો : “ કાકી, જે રીતે બાએ એની પાસે હમણાં હમણાં કામ લેવા માંડયુ છે તે ઉપરથી મને તો એમજ લાગે છે કે ઘણા થોડા સમયમાં એનું શરીર લથડયા વગર નહિ રહે. મારાથી તો એ નથી જોઈ શકાતું.”

અન્નપૂર્ણા જાણતી હતી કે રાજલક્ષ્મી આશા ઉપર જુલ્મ વર્ષાવી રહી હતી, છતાં પણ તેણે કહ્યું : “ મહેન્દ્ર, વહુને તે ઘરનું કામકાજ શીખવે છે તેમાં ખોટું પણ શું છે ? કામકાજ કરવાથી શું તબિયત ખરાબ થતી હશે ? આજકાલની પદ્ધતિ પ્રમાણે, ચોપડીઓ વાંચવી, ગુંથવું, ભરવું અને બનીઠનીને બેસી રહેવું એ શું સારૂં છે ?”

**મહેન્દ્રે** ઉત્તર આપ્યો: તમે જેની ફરિયાદ કરો છો તેમાં મને કાંઈ વાંધા જેવું જણાતું નથી. હવે તો બધેજ એ પ્રમાણે થઈ ગયું છે. મારી સ્ત્રીને જો મારીજ માફક વાંચવા લખવા વગેરેમાં રસ પડતો હોય તો મને તો તેથી દિલગીરી ઉપજવાને બદલે ઉલ્ટી ખુશીજ ઉપજે."

**અન્નપૂર્ણા**ના ખંડમાં **મહેન્દ્ર**નો અવાજ સાંભળી **રાજલક્ષ્મી** કામકાજ છોડી ત્યાં દોડી આવી.

આવતાંની સાથેજ તેણે કરડાકીથી પૂછ્યું: "કેમ, તમે બે જણાં શી મસલત ચલાવી રહ્યાં છો?"

**મહેન્દ્રે** ઉત્તર વાળ્યો: "મસલત બીજી કંઈજ નહિ, પણ એજ કે હમણાં હમણાં સાસુઓ, વહુઓને દાસીઓની માફક ઘરના કામકાજમાં જોડી રાખે છે એ મને પસંદ નથી, એમ હું કાકીને કહેતો હતો."

**રાજલક્ષ્મી** પોતાના ક્રોધને શમાવી શાન્તભાવ ધારણ કરતી બોલી: "તું તારી વહુની વાત કરતો લાગે છે. એને ઘરનું કામ ન કરાવું તો પછી તે કરશે શું?"

**મહેન્દ્ર**: "હુ એને લખતાં વાંચતાં શીખવીશ."

**રાજલક્ષ્મી** કંઈ પણ પ્રત્યુત્તર ન દેતાં ત્યાંથી ચાલતી થઈ અને એક પળમાં **આશા**ને લઈ પાછી ફરી, ત બોલી: "લે, આ તારી વહુ, શીખવ તેને લખતાં વાંચતાં."

એટલું બોલી તે **અન્નપૂર્ણા** પાસે ગઈ ને હાથ જોડી કહેવા લાગી: "મને માફ કરો! હું તમારી ભાણેજની કિંમત આંકી શકી નહિ. મેં એના કોમળ હાથને હળધરના પીળા ડાઘ પાડ્યા છે, તે તમે ધોઈને સાફ કરી દો, અને બેગમસાહેબ બનાવી **મહેન્દ્ર**ને સોંપો. એ પગપર પગ ચઢાવી લખશે વાંચશે, અને હું દાસી બનીશ!"

આટલું કહી રાજલક્ષ્મીએ પોતાના ખંડમાં જઈ જોરથી દ્વાર બંધ કરી દીધાં.

અન્નપૂર્ણા શોચ અને ક્ષોભથી પીડિત થતી ઉભી હતી તે એકદમ જમીન ઉપર બેસી ગઈ. આ અકલ્પિત ગૃહકલહનું કંઈ પણ કારણ આશા કલ્પી શકી નહિ. તેનો ચહેરો લજ્જા અને ભયથી ફીક્કો પડી ગયો. મહેન્દ્ર હજુ સ્વસ્થ થયો નહતો. તે બોલ્યો: "બસ, હવે મારી સ્ત્રીની દેખરેખ હું પોતેજ રાખીશ."

ઇચ્છા તો હતીજ ત્યાં કર્તવ્યબુદ્ધિનું મિલન થયું. અગ્નિ અને વાયુ સાથે મળ્યાં તો પછી બાકી શું રહે?

કૉલેજ, પરીક્ષા, મિત્રો, સામાજિક વ્યવહાર સર્વે કોણ જાણે ક્યાં ગુમ થઈ ગયાં! સ્ત્રીની ઉન્નતિ, એજ એક પ્રશ્ન ઉપર મહેન્દ્રનું સર્વ લક્ષ સ્થિર થયુ. અન્ય સર્વને તેણે તિલાંજલિ આપી દીધી.

રાજલક્ષ્મી પોતાના મનમાં વિચાર કરવા લાગી: "મહેન્દ્ર પોતાની વહુને લઈને મારી સમિપ કદાચ આવશે તો હું મ્હોં ફેરવીને તેની તરફ જોઈશ પણ નહિ. જોઉં તો ખરી કે માનો ત્યાગ કરી પોતાની સ્ત્રી સાથે તે કેવી રીતે રહે છે?"

દિવસ ચાલ્યો ગયો, રાત્રી વિતી ગઈ, બીજો દિવસ પણ થયો; પરંતુ રાજલક્ષ્મીની ક્ષમા માગવા કોઈ આવ્યું નહિ.

રાજલક્ષ્મીએ મનમાં નિશ્ચય કર્યો કે, "આજ હજુ ક્ષમા માગશે તો ઠીક છે, નહિ તો પછી હું ક્ષમા કરનાર નથી."

બારનો સમય થયો પણ કોઈ આવ્યું નહિ, ત્યારે રાજલક્ષ્મીએ વિચાર કર્યો: "હું પોતે તેમની પાસે જઈ ક્ષમા આપી આવું. ભલે છોરૂકછોરૂ થાય પણ તેથી કાંઈ માવિતરથી રૂઠાયું?"

બીજા મજલા ઉપરની અગાસીના ખૂણામાં એક નાની ઓરડી હતી, તેમાં મહેન્દ્ર પોતાનો અભ્યાસ કરતો અને સુતો હતો. ત્યાં ઘણા

દિવસ ઉપર રાજલક્ષ્મીએ સાફસુફ કર્યું હતું. તેમજ બિછાનું ઠીકઠાક ગોઠવ્યુ હતું. રાજલક્ષ્મીને આ કામ કરવાનો અભ્યાસ પડી ગયો હતો. અગાઉ તે સૌથી પ્રથમ આજ કામ આટોપતી. ઘણા દિવસથી તેનાથી તે પ્રમાણે થયુ નહતું, તેથી આજ તેનું હૃદય દુઃખિત થયુ. બપોરના બેનો સમય થયો હતો. રાજલક્ષ્મીએ વિચાર્યું કે, "આ સમયે મહેન્દ્ર કૉલેજમાં ગયો હશે તેથી લાવ અત્યારેજ જઈ સર્વ કાંઈ ઠીકઠાક કરી આવું. મહેન્દ્ર કૉલેજમાંથી આવીને જોશે એટલે સમજશે કે આજ બાએ સાફસુફ કર્યું છે." રાજલક્ષ્મી નિસરણી ચઢી ઉપર ગઈ. ઓરડીનાં દ્વાર અર્ધ ખુલ્લાં હતાં. સામે નજર જતાંજ રાજલક્ષ્મીના પગમાં કેમ જાણે કાંટો ન ભોંકાયો હોય તેમ તે ચમકીને ઉભી રહી. તેની નજરે નીચેનું દૃશ્ય પડયુ:

મહેન્દ્ર સુતો હતો. આશા અગાશી તરફ પીઠ કરી મહેન્દ્રના ઉઘાડા પગ ધીમે ધીમે દાબતી હતી. આ દૃશ્ય તેને જોવા જેવું ન હતું. ખરા મધ્યાહ્નને વખતે દ્વાર ખુલ્લાં રાખીને થતી આ યૌવનલીલા નિહાળતાંજ તે લજ્જા અને ધિક્કારથી ચૂપચાપ નીચે ઉતરી ગઈ.



## પરિચ્છેદ ૬.

### મહેન્દ્રની ખાનગી પાઠશાળા !

થોડો સમય પાણી ન મળવાથી અનાજના નાના છોડવા સુકાઈને ઢીલા પડી જાય છે; પણ જળસિંચનથી પુનઃ તે તાજા થઈ જાય છે અને ખીલી નીકળે છે. પછી તેને વધતાં કાંઇ પણ અડચણ નડતી નથી, અને ક્ષેત્રમાં કંઈ પણ અવરોધ વિના તે વધ્યા જાય છે. આશાની બાબતમાં પણ આમજ બન્યું. જ્યાં લોહીનો નિકટ સંબંધ હતો, ત્યાં તો કોઈએ તેની હૃદયેચ્છા પાર પાડી ન હતી, પણ આજે પરાયા ઘરમાં જ્યારે વણમાગે તેને અતિ નિકટ સંબંધ અને નિઃસન્દિગ્ધ અધિકાર પ્રાપ્ત થયો અને જ્યારે પતિએ નિષ્કાળજીમાં ઉછરીને મોટી થયેલી અનાથ બાલિકા પ્રત્યે આટલો બધો સ્નેહ દર્શાવ્યો, ત્યારે તેણે પોતાનું ગૌરવપદ ધારણ કરવામાં વિલંબ કર્યો નહિ.

વળી વહુમાં જણાતી સ્વાભાવિક લજ્જા અને ભયની લાગણીઓને દૂર કરી ગૃહિણીપદ ધારણ કરી તે રહેવા લાગી.

રાજલક્ષ્મી, તે દિવસે બપોરે એક પારકા ઘરની છોકરીને આ પ્રમાણે ઘણા સમયનો અભ્યાસ હોય તેમ બેઠેલી જોઈ આશ્ચર્ય સાથે હળવેથી પાછી ફરી. પોતે ક્રોધમાં બળતી હતી. તે અન્યને પણ તેમાં સામેલ કરવા અન્નપૂર્ણા કને ગઈ અને કહેવા લાગી : “ જુઓ તો ખરાં, તમારી નવાબજાદી નવાબને ત્યાંથી કેવું શીખીને આવી છે તે! આજ કુટુંબના વડીલ વગેરે હોત તો—”

અન્નપૂર્ણા કંટાળો ખાતાં બોલી : “ ભાભીજી, મને તમે શા સારૂ

કહો છો ? તમારી વહુ છે. તમે એને તમારી નજરમાં આવે તે શીખવો ને નજરમાં આવે તે શીખામણ દો. તમને બધાયે અધિકાર છે."

રાજલક્ષ્મી ઘાંટા પાડી બોલી : "મારી વહુ ? તમારા જેવાં સલાહકાર છે, પછી મારૂં તે સાંભળે પણ ખરી કે ?"

આ ઉપરથી અન્નપૂર્ણા પોતાનાં પગલાના અવાજથી પતિ-પત્નીને સાવધાન કરતી ઉપર ગઈ. ત્યાં જઈ આશાને ધમકાવવા લાગી : "કેમ અલી, તું આવી રીતે મને નીચું જોવડાવીશ કે ? નહિ લાજ, નહિ શરમ, નહિ સમય અસમયનું ભાન, વૃદ્ધ સાસુ ઉપર ઘરનો સર્વ કારભાર છોડી તું બપોરના બે વાગે અહીં આરામ કરે છે, એ સારૂં દેખાય કે ? વાહ, આટલા માટે મેં તને અહીં લાવી રાખી છે કે ? શું મારા ભાગ્યમાં આ જોવાનું હતું ?"

આટલુ કહેતાં કહેતાં અન્નપૂર્ણાનાં નેત્રમાંથી અશ્રુ સરી પડયાં. આશા પણ ઉઠી, મસ્તક નીચું નમાવીને રોવા લાગી.

મહેન્દ્રે કહ્યું : "કાકી, તમે એના ઉપર શામાટે નકામો આરોપ મૂકો છો ? અપરાધ જો ગણો તો મારો છે; કારણ મેં એને અહીં રોકી રાખી છે."

અન્નપૂર્ણા : "તું કહે છે તેમ હોય તોયે એ શું તને યોગ્ય જણાય છે ? એ તો બિચારી માબાપ વિનાની નાદાન કહેવાય. માતાનું શિક્ષણ મળવાનો એને લાભ મળ્યો નથી. એને સારા નરસાનું શું ભાન.? તે અહી બેશી રહેશે તો ઘરનુ કામકાજ ક્યારે શીખશે પછી?"

મહેન્દ્રે પ્રત્યુત્તર આપ્યો : "આ જુઓ, એને માટે હું સ્લેટ પેન અને પહેલી ચોપડી ખરીદી લાવ્યો છું. હું એને જરૂર વાંચતાં લખતાં શીખવીશ. પછી ભલે જેને નિન્દા કરવી હોય તે નિંદા કરે, અને તમને પણ ખોટું લાગે તો ભલે."

**અન્ન**પૂર્ણા બોલી : "આખો દિવસ તે કંઈ અભ્યાસ હોય ? કલાક બે કલાક રાતના શીખવ્યુ, શીખવવું હોય તો !"

**મહેન્દ્ર** બોલ્યો : "અભ્યાસ એમ સેહેલથી નથી થતો. તેની પાછળ તો ઘણો સમય ગાળવો જોઈએ."

**અન્ન**પૂર્ણા ખીજવાઈને ત્યાંથી ચાલતી થઈ. **આ**શા પણ ધીરે ધીરે તેની પાછળ જવા લાગી. **મહેન્દ્ર** પોતાના બે હાથ પ્રસારી, માર્ગ રોકી ઉભો રહ્યો. **આ**શાની અશ્રુપૂર્ણ નેત્રપ્રાર્થના પર તેણે લક્ષ આપ્યું નહિ; અને કહ્યું : "ઉભી રહે જરા, ઉંઘવામાં ઘણો સમય નકામો ગયો, તેનો બદલો લેવો જોઈએ; માટે જરા તને લખતાં શીખવું."

વાચક સમજશે કે **મહેન્દ્રે** ખરેખર સુવામાં અભ્યાસનો મુખ્ય સમય વ્યર્થ ગાળ્યો હશે. પણ એ તો કહેવું આવશ્યક છે કે **મહેન્દ્ર**ની દેખરેખ તળે જે પદ્ધતિ ઉપર અભ્યાસક્રમ ચાલતો હતો તેને ભાગ્યેજ કોઈ શાળાનો અધિકારી અનુમોદન આપી શકે.

**આ**શાને પોતાના પતિ ઉપર વિશ્વાસ હતો. તેને તો એજ સત્ય ભાસ્યું કે પદ્ધતિ અને કારણોને લઈને વાંચવું લખવું તેને માટે સહજ ન હતું, પરન્તુ સ્વામિની તેમ કરવાની આજ્ઞા અને ઇચ્છા હોવાથી તેણે એ પ્રમાણે અનુસરવું એ તેનું પરમકર્તવ્ય હતું. આવી સમજથી અતિ કષ્ટથી પોતાના અશાન્ત મનના અસ્તવ્યસ્ત વિચારોને દૂર કરી, અત્યન્ત ગંભીરભાવ ધારણ કરી, તે એક ખૂણામાં જઈ બેઠી અને ચોપડી ઉપર એકદમ વાંકી વળી જઈ માથું હલાવતી હલાવતી પાઠ સમજવા યત્ન કરવા લાગી. બીજી પાસ, એક નાના ટેબલ ઉપર ડાક્તરી પુસ્તકો ગોઠવેલાં હતાં; અને **મહેન્દ્ર** તે માંહેલું એક પુસ્તક ઉઘાડીને વાંચતો ખુરસી ઉપર બેઠો હતો. વચ્ચે વચ્ચે તીરછી નજરથી **આ**શા તરફ જોતો જતો હતો કે તે એકચિત્તથી પોતાનો પાઠ કરે છે કે નહિ ? એટલામાં **મહેન્દ્રે** પોતાનું પુસ્તક બંધ કર્યું અને

"ચુની" કહી આશાને બોલાવી. ચુની એ આશાનું લાડનું નામ હતું. ચુની ચોકી ઉઠી. તેણે પોતાનું શીશ ઉચું કરી મહેન્દ્ર તરફ દષ્ટિ કરી.

મહેન્દ્રે કહ્યું: "ચોપડી અહીં લાવ જોઈએ કેટલું વાંચ્યું?"

આશાને ભીતિ ઉપજી કે રખેને ડાક્ટર સાહેબ તેની પરીક્ષા લેશે, કારણ પરીક્ષામાં ઉતીર્ણ થવાની મુદ્દલે આશા તેને નહોતી. ઘણા ઘણા પ્રયત્ન છતાં પણ તેનાથી પહેલી ચોપડીના પાઠ થતા ન હતા. ચિત્તને ગમે તેટલે પ્રયાસે એકાગ્ર કરી, પાઠ સમજવા તે મથતી, પણ વ્યર્થ.

આ પ્રમાણે જ્યારે મહેન્દ્ર દરરોજ આશાને બોલાવતો ત્યારે એક અપરાધિની માફક તે ડરતી ડરતી પુસ્તક હાથમાં લઇ, ખુરશી પાસે જતી. મહેન્દ્ર પોતાનો એક હાથ તેની કમ્મરની આસપાસ એવી રીતે રાખતો કે જેથી તે ત્યાંથી ખસી શકે નહિ અને બીજા હાથમાં ચોપડી લઇ પૂછતો, "આજે ક્યાં સુધી વાંચ્યુ?" આશા જેટલી લીટીઓ જોઈ ગઈ હોય તેટલી બતાવતી. મહેન્દ્ર આશ્ચર્યભાવ પ્રદર્શિત કરતાં કહેતો, "અહાહા, આટલુ વાંચી પણ કાઢ્યુ? જો મારાથી તો એટલુયે નથી વંચાયુ." એટલુ કહી તે પોતાના પુસ્તકમાંથી કોઇક વિષયનું મથાળું માત્ર બતાવતો. ભોળી અને ભલી આશા વિસ્મિત થઈ કહેતી: "ત્યારે આટલી વાર સુધી તમે શું કર્યુ?"

મહેન્દ્ર તેની હડપચી ઝાલી કહેતો: "હું એક જણનું ધ્યાન ધરી રહ્યો હતો; પણ જેનું ધ્યાન ધરતો હતો તે નિષ્ઠુર તે સમયે શિક્ષાવલિમાંનો પાઠ મોંઢે કરવામાં ગુંથાયુ હતું." આશા આનો વિરુદ્ધ પ્રત્યુત્તર દઈ શકે એમ હતું; પરન્તુ અફસોસ! કેવળ લજ્જાના દબાણે અને પ્રેમના અંકુશે તે પોતાની હાર માની, મૌન ધરતી.

વાચક આ ઉપરથી સારી પેઠે સમજી શકશે કે મહેન્દ્રની આ પાઠશાળામાં સરકારી કે બિનસરકારી કોઈ પણ શાળાનો નિયમ પળાતો ન હતો.

કોઈ કોઈ દિવસ **મહેન્દ્ર** જ્યારે બહાર જતો ત્યારે તે અવસરનો લાભ લઈ, **આશા** વાંચવાનો આરંભ કરતી. પણ એટલામાં કોણ જાણે **મહેન્દ્ર** ક્યાંથી આવી પહોંચતો ને પાછળથી તેની આંખો બંધ કરી, ચોપડી તેના હાથમાંથી છીનવી લેતો અને કહેતો : " તું કેવી નિષ્ઠુર છે ? જ્યારે હું દૂર હોઉં છું ત્યારે મને ભૂલી જઈ વાંચવામાં તારૂં ચિત્ત કેમ લાગે છે ? "

**આશા** પ્રશ્ન કરતી : " તમે મને મૂર્ખ રાખવા માગો છો ? "

**મહેન્દ્ર** ઉત્તર દેતો : " તો તારી કૃપાથી હું વળી ક્યારે પંડિત બનું છું ? "

આથી **આશા** કંઈક ખીજવાઈ ત્યાંથી ચાલી જવા તૈયાર થતી અને કહેતી : " હું શુ તમારા અભ્યાસમાં અંતરાય નાંખું છું ? "

**મહેન્દ્ર** તેનો હાથ પકડીને રોકતો અને કહેતો : " તને એ વાતની શી સમજ પડે છે ? મને વિસારીને તું સહેલથી વાંચવા બેસી જાય છે, તને છોડીને અભ્યાસ કરવો એ મારાથી બની શકે એમ નથી. "

શિક્ષકજ જ્યાં શિક્ષામાં વિઘ્નરૂપ થઈ પડે ત્યાં એક બાળક શિષ્યાની શી તાકાત કે વિદ્યારણ્યમાં તે એકલી આગળ વધી શકે ? કદિ કદિ **આશા**ને તે દિવસ માશીએ કહેલાં વચન યાદ આવતાં, ત્યારે તેનું ચિત્ત વ્યગ્ર બની જતું. તે વિચાર કરતી કે અભ્યાસ એ માત્ર એક બ્હાનુંજ હતું. તેની સાસુ આગળ તે જતી ત્યારે તે ઘણી શરમાતી. સાસુ પણ તેને કોઈ જાતનુ કામ સોંપતી નહિ, તેમ કોઈ પ્રકારની શિખામણ પણ દેતી નહિ. પણ કદાચ **આશા** કોઈ કામ કરવા જતી તો **રાજલક્ષ્મી** કટાક્ષમા કહેતી : " અરે શું કરે છે ? રહેવા દે, તારા અભ્યાસમાં નકામી ખલેલ પહોંચશે ! "

એક દિવસ **અન્નપૂર્ણા**એ **આશા**ને કહ્યું : "તારા અભ્યાસ કરવાના ઢંગ ઉપરથી તો સમજાય છે કે તું **મહેન્દ્ર**ને પણ પરીક્ષા આપવા દઈશ નહિ. "

**આશા**નો જીવ ઘણો દુભાયો અને હૃદય કઠિન કરી તેણે **મહેન્દ્ર**ને કહ્યું : “ મારે લીધે તમારાથી સારી રીતે અભ્યાસ થતો નથી. આજથી હું નીચે માશી સાથે રહીશ. ”

આટલી નાની વયમાં આવું કઠિન સંન્યાસવ્રત ! શ્વસુર ગૃહમાંથી એકદમ માશીના ગૃહમાં આત્મનિર્વાસન ! આ કઠોર પ્રતિજ્ઞાનો ઉચ્ચાર કરતી વખતે **આશા**નાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેના હોઠ ફડફડવા લાગ્યા, તેનો કંઠ રૂંધાઈ ગયો.

**મહેન્દ્રે** કહ્યું : “ ઘણી સારી વાત છે. ચાલો કાકીવાળા ખંડમાં જઈએ. પણ ત્યારે તો કાકીને અહિં આવવું પડશે ! ”

**આશા** પોતાની ઉદાર અને ગંભીર સૂચનાનો આવો પરિહાસ થતો જોઈ ઘણી ચ્હીડવાઈ ગઈ. **મહેન્દ્ર** બોલ્યો : “ તે કરતાં તો તું મને સદા તારી આંખ આગળ રાખી દિન રાત ચોકી કર, પછી જો કે ભણું છું કે નહિ ? ”

આ વાતનો નિકાલ ઝટ આવી ગયો. **મહેન્દ્ર**ના કહેવા પ્રમાણે ગોઠવણ થઈ. પાસે ને પાસે રહીને કેમ ચોકી થતી હતી તેનું સવિસ્તર કથન કરવાની કાંઈ આવશ્યકતા નથી. માત્ર એટલુંજ જણાવવું ઉચિત છે કે તે વર્ષે **મહેન્દ્ર** પરીક્ષામાં નિષ્ફળ નીવડયો, અને શિક્ષાવલિ શરૂ કર્યાને ઘણો સમય વીત્યા છતાં પણ **આશા**ને એટલુંજ જ્ઞાન ન મળ્યુ કે તે પોતાનુ નામ પણ શુદ્ધતાથી લખી શકે !

આ અપૂર્વ શિક્ષક–શિષ્યાનો અભ્યાસક્રમ નિર્વિઘ્ને ચાલતો હતો એમ પણ કહી શકાય એમ નહોતું. કોઈ કોઈ સમયે **બિહારી** આવીને ધાંધલ કરી મૂકતો હતો. **મહેન્દ્ર** કે જે ઘરમાંજ ભરાઈ રહેતો તેને **બિહારી** ગમે તે પ્રકારે પરાણે બ્હાર કાઢતો ત્યારેજ જંપતો. **મહેન્દ્ર**ને ખીજવતો : “ તમે અભ્યાસમાં જોઈએ તેવું ધ્યાન નથી આપતાં હો ! ” વળી **આશા**ને કહેતો : “ ખોરાક ગળી જવાથી કંઈ પચી

જાય નહિ હોં કે ? તેને સારી રીતે ચાવવો જોઈએ ! હાલ તો તમે જે ગળે ઉતાર્યાજ જાઓ છો, પણ પાછળથી પાચનચૂર્ણ શોધવું ન પડે એની સંભાળ રાખજો ! ”

**મહેન્દ્ર** **આશા**ને કહેતો : “ **ચુની**, તારે **બિહારી**ના કહેવા ઉપર કંઈ ધ્યાન ન આપવું. એ મારૂં સુખ જોઈ શકતો નથી. ”

**બિહારી** કહેતો : “ સુખ જો તમારે સ્વાધિન હોય તો પછી તેનો એ પ્રકારે ઉપભોગ કરોને કે જેથી અન્યને દુભાવાનુ કારણ ન મળે ?”

**મહેન્દ્ર** : “ પણ તું ક્યાં નથી જાણતો કે બળતો હોય તેને બાળવામાંજ મઝા છે ! **ચુની**, ઇશ્વરનો પાડ માન કે તું તેને નથી પરણી ! બાકી હું તો મૂર્ખનીપેઠે તને **બિહારી** સાથેજ પરણાવવા તૈયાર થયો હતો !”

**બિહારી** ક્રોધથી લાલચોળ થઈ જતો ને કહેતો : “ ચૂપ રહો !”

આ સર્વ કારણોથી **આશા** મનમાં ને મનમાં **બિહારી** ઉપર અપ્રસન્ન રહેતી. પ્રથમ એકવાર **બિહારી** સાથે એનાં લગ્ન થવાની વાત તે જાણતી હોવાને કારણે તે સ્વાભાવિક રીતે **બિહારી**થી દૂરજ રહેતી. **બિહારી** તે સમજતો હતો અને **મહેન્દ્ર** તેનો પરિહાસ કરી, આનંદ મેળવતો હતો.

**રાજલક્ષ્મી** **બિહારી** પાસે પોતાનુ દુઃખ રડતી- **બિહારી** કહેતો : “ રેશમનો કીડો જ્યા સુધી રેશમમાં રહીને તેની સોગઠી બનાવે છે ત્યાંસુધી કાંઈ ડર રહેતો નથી; પણ એકવાર તે બન્ધન તોડી ઉડી જાય છે, ત્યારે તેને પાછો લાવવો કે રોકવો એ ઘણું કઠિન બને છે. તમારા સ્નેહબંધનને એ આમ તોડી નાંખશે એમ કોણ જાણતું હતું ? ”

**મહેન્દ્ર** પરીક્ષામાં નિષ્ફળ નિવડયો એ વૃત્તાંત **રાજલક્ષ્મી**ને કાને પહોંચતાંજ તે ગુસ્સે થઈ ગઈ; પણ તેની ગર્જના અને બળતરાની અસર **બિહારી** અને **અન્નપૂર્ણા**ને સહન કરવી પડી. **અન્નપૂર્ણા**ની ભુખ તરસ સર્વ કાંઈ નષ્ટ થઇ ગયાં. ચિન્તાને લીધે નિદ્રા પણ જતી રહી.

# પરિચ્છેદ ૭.

## માનો કંટાળો.

વર્ષાઋતુનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. સૂર્યાસ્ત પૂર્વે થોડા સમયપર સહેજ વૃષ્ટિ થઇ ગઇ હતી, અને હજુ પણ આકાશ વાદળાંથી ઘેરાયલુ હતું. મહેન્દ્રે રંગીન રેશમી શાલ ગળે લપેટી, ગળામાં ચંબેલીની માળા ધારણ કરી, પ્રસન્ન ચિત્તે પોતાના શયનખંડમાં પ્રવેશ કર્યો. અણચિંતવ્યો જઇ આશાને ચમકાવું એવા વિચારથી ઘણી સંભાળ રાખીને કંઈ પણ અવાજ ન થવા દેતાં તે ધીમે ધીમે ચાલતો હતો. અંદર પ્રવેશતાં તેણે જોયું કે પૂર્વ તરફના બારણાનું એક દ્વાર ખુલ્લું હતું અને પવનના સપાટાથી પાણીના છાંટા અંદરના ભાગમાં પડતા હતા. વાયુથી દીવો બુઝાઇ ગયો હતો અને આશા જમીન ઉપર પડી પડી ધ્રુસકે ધ્રુસકે રડતી હતી.

મહેન્દ્ર એકદમ આશા પાસે દોડી ગયો અને બોલ્યો: "કેમ, શું થયું છે?"

બાલિકા વિશેષ રૂદન કરવા લાગી. ઘણીવારે તેના ભાંગ્યાતૂટ્યા શબ્દો પરથી સમજાયુ કે તેની માશી નિત્યનો કંકાસ સહન ન કરી શકવાથી પોતાના ભાઈને ત્યાં જતી રહી હતી.

મહેન્દ્ર ખીજવાઈ ગયો અને મનમાંજ બોલ્યો: "ગઈ, અને વર્ષાઋતુનો મારો આવો સુંદર દિવસ ધૂળમાં મેળવી ગઈ!"

અન્તમાં સર્વ ક્રોધ મા ઉપર ઉતર્યો. માતાજ આ સર્વ ધાંધલનુ મૂળ ગણાઇ.

મહેન્દ્રે કહ્યું: "જ્યાં કાકી ગઇ છે ત્યાં આપણે પણ જઇશું. જોઈએ પછી મા કોની સાથે કંકાસ કરે છે?"

મહેન્દ્રે તેજ ઘડીએ વ્યર્થ શોરબકોર કરી, સામાન બાંધવા માંડયો અને મજૂરોને બોલાવ્યા.

રાજલક્ષ્મી તત્કાળ સર્વ સમજી ગઇ. તે મહેન્દ્ર પાસે આવી, ઠાવકું મ્હોં રાખી પૂછવા લાગી: "તમે બે કયાં જાઓ છો ?"

મહેન્દ્રે પ્રથમ તો કાંઈ ઉત્તર આપ્યો નહિ, પણ બે ચાર વાર એના એજ પ્રશ્ન થયાથી કહ્યું: "કાકીને ત્યા."

રાજલક્ષ્મી બોલી: "તું ન જાઇશ, હું તારી કાકીને અહિં બોલાવી લાવું છુ."

રાજલક્ષ્મી, અન્નપૂર્ણા પાસે ગઈ અને તેને હાથ જોડી કહેવા લાગી: "અન્નપૂર્ણા બ્હેન, મને માફ કરો."

અન્નપૂર્ણાએ એકદમ રાજલક્ષ્મીના પગપર પોતાનું શિશ મૂકયું અને કહ્યું: "પગે લાગીને મને શામાટે નરકમા નાંખો છો? તમે જેમ કહેશો તેમ કરવા હુ તૈયાર છું."

રાજલક્ષ્મીએ જણાવ્યુ: "તમે ચાલ્યાં આવ્યાં તેથી મહેન્દ્ર પણ વહુને લઈ અહી આવવા તૈયાર થયો છે." એટલું કહેતાં તો અભિમાન, ક્રોધ અને ધિઃક્કાર આવવાથી રાજલક્ષ્મી રડી પડી.

અન્નપૂર્ણા તેજ સમયે રાજલક્ષ્મીની સાથે પાછી ફરી. અન્નપૂર્ણા જે સમયે ઘેર પાછી આવી તે સમયે આશાનુ આક્રન્દ બંધ પડયુ હતું, અને મહેન્દ્ર વિવિધ વાર્તાલાપ કરી તેનું મન રંજન કરવા પ્રયત્ન કરી રહ્યો હતો. સર્વ ચેષ્ટા ધ્યાનમાં લેતાં જણાતું હતું કે વર્ષાનો બહુ મૂલ્યવાન દિવસ તદ્દન વ્યર્થ ગયો નથી!

અન્નપૂર્ણા બોલી: "આશા, તું મને ઘરમાં પણ ઠરવા નથી દેતી અને બીજે સ્થળે પણ મારો પીછો છોડતી નથી. મને શું જપીને નહિજ બેસવા દે કે?"

આશા ઘવાયલી હરિણીની પેઠે ચોંકી ઉઠી. મહેન્દ્રે ખીજવાટમાં પૂછયું: "કાકી, ચુનીએ તમારૂં શું બગાડયું છે, વારૂ?"

**અન્નપૂર્ણા**એ ઉત્તર વાળ્યો : " તેની છોકરમત મારાથી જોઈ શકાઈ નહિ, એટલે હું ચાલી ગઈ હતી. એ પછી સાસુને રડાવીને મને તેણે પાછી શામાટે બોલાવી ? "

જીવનપુરાણના સરસમાં સરસ કવિત્વવાળા અધ્યાયમાં, મા અને કાંકી આમ વિઘ્નરૂપ થઈ પડશે એ **મહેન્દ્ર** નહોતો જણાતો.

બીજે દિવસે **રાજલક્ષ્મી**એ **બિહારી**ને કહ્યું : " બેટા, તું જરા **મહેન્દ્ર**ને કહે કે થોડા દિવસ મારે પિયર જવાની મારી મરજી છે. ઘણો વખત થયાં હું ત્યાં ગઈ નથી. "

**બિહારી** બોલ્યો : " જેમ આટલો બધો સમય ન ગયાં તેમ હવે પણ ન જાઓ તો મારી સમજ પ્રમાણે કંઈ નુકસાન તો નહિજ થાય. છતાં ઠીક છે, **મહેન્દ્ર**ને કહું છું. પણ મને તો ખાત્રી છે કે એ તમને ભાગ્યેજ જવાની હા પાડશે. "

**બિહારી**ના પૂછવાથી **મહેન્દ્રે** જણાવ્યું: " જ્યારે બા જન્મભૂમિ જોવા જવા ઇચ્છા રાખે છે ત્યારે પછી તેને અટકાવી શકે એવું કોણ છે ? તેમ છતાં બા ત્યાં બહુ દિવસ રહે એ મને ઠીક લાગતું નથી. ચોમાસાના દિવસ છે અને વળી તે સ્થાન પણ ઉજ્જડ છે. "

**મહેન્દ્ર**ને આમ સહેલથી પોતાની વાતનો સ્વીકાર કરતો જોઈ **બિહારી**ને કંઈક આશ્ચર્ય થયું. તે બોલ્યો: " માજી એકલાં જશે તો ત્યાં એમની સંભાળ કોણ લેશે? ત્યાં એમની તબિયત ઉઠાવનાર કોણ છે ? ભાભીને પણ એમની સાથે મોકલો તો ઠીક ! " એટલું કહી **બિહારી** **મહેન્દ્ર**ની તરફ નિહાળતો મૌન્ય ધરી રહ્યો.

**બિહારી**નાં આ માર્મિક વેણ, **મહેન્દ્ર**ના હૃદયમાં શલ્ય સમાન થઈ પડયાં. તેણે ક્રોધિત સ્વરે ઉત્તર આપ્યો:" તેમ નહિ બની શકે. "

**બિહારી** ચૂપકીદીથી ચાલ્યો ગયો. એ વાત આટલેથી જ અટકી.

આ પ્રમાણે **બિહારી** હરહમેંશ મીઠી મજાક કરી, **આશા**ને ખીજવતો હતો, અને **આશા** અંદરની અંદર ધુંધવાઈ રહેતી હતી.

રાજલક્ષ્મીને પોતાના પિતાને ત્યાં જવાની એવી કાંઈ પ્રબળ ઇચ્છા નહોતી. એણે સ્વપ્ને પણ એમ નહોતું ધાર્યું કે **મહેન્દ્ર** આમ કંઈ પણ આનાકાની વિના સહેલાઇથી પોતાને જવાની અનુમતિ આપશે, પણ **મહેન્દ્ર**નો વિચાર જ્યારે તેના જાણવામાં આવ્યો ત્યારે તે વિચારવા લાગી: "**અન્નપૂર્ણા**ના અહિંથી ચાલ્યા જવામાં અને મારા જવામાં ફરક છે, એ તો ગમે તેમ પણ કાકી, અને હું તો મા. મારે જવું ઇષ્ટ છે."

**અન્નપૂર્ણા** સર્વ ભેદ સમજી ગઈ. તેણે **મહેન્દ્ર**ને કહ્યું: "ભાભીજી જશે તો હું પણ જઇશ. મારે અહિં રહેવાનુ કાંઈ પ્રયોજન નથી."

**મહેન્દ્રે** **રાજલક્ષ્મી**ને કહ્યું: "બા, તમે જશો તો કાકી પણ જવાનુ કહે છે. તો પછી અહીનું કામકાજ કોણ કરશે ?"

**રાજલક્ષ્મી**નાં રોમેરોમમાં વિદ્વેષનું વિષ વ્યાપી ગયુ. **અન્નપૂર્ણા**ને તે કહેવા લાગી: " તમે જશો ? એમ તે કાંઈ બને ? પછી કામકાજ ઉપર કોણ ધ્યાન આપે? તમારે તો અહિ રહેવું જ જોઈ એ."

**રાજલક્ષ્મી**ને એક ઘડી એક વર્ષ સમાન ભાસવા માંડી. તેણે બીજે દિવસે બપોરેથીજ પ્રયાણ વાસ્તે સર્વ તૈયારી કરી રાખી. સર્વ કોઈ ધારતું હતું કે **મહેન્દ્ર** માને મૂકવા તો સાથે જશેજ; પરન્તુ જતી વખતે જાણવામાં આવ્યુ કે **મહેન્દ્રે** પોતાના મુનિમને અને ભૈયાને માતાની સાથે જવા માટે પહેલેથી આજ્ઞા આપી મૂકી હતી. આમ જોઈને **બિહારી**એ પૂછ્યુ: " મોટાભાઈ, હજુ સુધી તમે તૈયાર થયા નથી ?"

**મહેન્દ્રે** ઉત્તર આપ્યો: "મારે કોલેજ—"

**બિહારી**: "ભલે તમે રહો, હું માજીને મૂકી આવીશ."

**મહેન્દ્ર** મનમાં ને મનમાં બળી રહ્યો. એકાન્તમાં તેણે **આશા**ને કહ્યું: "**બિહારી** આજ કાલ જેમ ફાવે તેમ બોલે છે. એ એમ બતાવવા માગે છે કે મારા કરતાં એને બાની વિશેષ કાળજી છે."

**અન્નપૂર્ણા**ને લાચારીથી **મહેન્દ્ર** અને **આશા** સાથે રહેવું પડ્યું.

## પરિચ્છેદ ૮.

### અન્નપૂર્ણાનું કાશીગમન.

રાજલક્ષ્મી પોતાને પિયેર જઈ પહોંચી. પ્રથમ બિહારીએ એમ ધાર્યું હતું કે તેને ત્યા ક્ષેમકુશળ પહોંચાડી પાછા ફરવું; પરંતુ ત્યાંની સ્થિતિ જોઈ તે તેમ કરી શક્યો નહિ.

રાજલક્ષ્મીના પિયરમાં એક બે વૃદ્ધ વિધવાઓ સિવાય અન્ય કોઈ હતું નહિ. ગામ પણ ઉજ્જડ હતું. આસપાસ જંગલ હતું અને તેમાં વાંસ ઉગેલા હતા. ઘરની સામે એક તળાવ હતું. તેમાં પુષ્કળ લીલ જામી ગઈ હતી. મધ્યાહ્નને પણ શિયાળવાંનાં રૂદનનો અવાજ કાને અથડાતો હતો અને તેનો ભયાનક પ્રતિધ્વનિ સાંભળી રાજલક્ષ્મી કંપી ઉઠતી હતી.

બિહારીએ કહ્યું: "જન્મભૂમિ તો ખરી, પણ આ સ્થાનને હું સ્વર્ગથી પણ અધિક તો નજ કહું.[1] માજી, ચાલો પાછાં કલકત્તે. અહિં તમને એકલાં અટૂલાં મૂકીને જવામાં મને પાપ લાગે ને તમને પણ એકાન્તમાં ગોઠશે નહિ." રાજલક્ષ્મી કંટાળી ગઈ હતી; પરંતુ જે દિને તેઓ જવાનાં હતાં તેજ દિને, રાજલક્ષ્મીની ભત્રીજાવહુ વિનોદિની રાજલક્ષ્મીને ત્યાં આવીને તેની સાથે રહેવા લાગી.

વાચકને વિનોદિનીનો પરિચય, પરિચ્છેદ પ્રથમનાં પૃષ્ઠોમાં થઈ ગયો છે. એક વાર મહેન્દ્ર સાથે અને મહેન્દ્રની વિરૂદ્ધતા જણાતાં બિહારી

---

૧. જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી એ સંસ્કૃત વાક્યને ઉદ્દેશીને કહેવાયું છે.

સાથે, એનો લગ્નસંબંધ થવાનો હતો. પરન્તુ તેમ ન થતાં, જેની સાથે એનું લગ્ન થયું તે માણસ રોગી હોવાથી લગ્ન થયા બાદ થોડાક સમયમાં વિધાતાના નિર્માણથી સર્વને વિલાપ કરતાં મૂકી તે આ દુનિયામાંથી ચાલતો થયો હતો.

તેના મૃત્યુ પછી આ નિર્જન ગામમાં વિનોદિની જંગલમાં એકલી પડી પડી આશ્રયહીન ઉદ્યાનલતા સમાન પોતાના જીવનના દિવસ વિતાવતી હતી. આજ તે અનાથ બાળા પોતાની ફોઈજી* રાજલક્ષ્મીને ભક્તિ-પુરઃસર પ્રણામ કરવા આવી હતી. વાતમાંથી વાત નીકળતાં રાજલક્ષ્મીએ પોતાને ન ગમતું હોવાથી જવાનુ કહ્યું એટલે વિનોદિનીએ તેને કાલાવાલા કરીને રહેવા કહ્યું, તથા તેની બધી સેવા ઉઠાવવાની વિનંતી ભરેલી માગણી કરી. એક પળ આળસ ન રાખતાં તે એક ચિત્તથી નિયમસર સર્વ કાર્ય કરવા લાગી. ઉત્તમ પ્રકારની રસોઈ બનાવી, સર્વને જમાડવા અને તરેહ તરેહની વાતો કરી સર્વનાં મન રંજન કરવાં, એ કામમાં જાણે તે પ્રવીણ હોય એમ જણાયું. રાજલક્ષ્મી કલકત્તે ન ગઈ અને ઉપર મુજબ ક્રમ ચાલતો.

રાજલક્ષ્મી કોઈવાર કહેતી: "બેટા, હવે ઘણો વિલંબ થયો. જા તું ખાઈ લે હવે." પરંતુ વિનોદિની તે સાંભળતી નહિ. પંખો નાંખી, પગ ચાંપી રાજલક્ષ્મીને સુવાડયા વિના તે ત્યાંથી નજ ખસતી.

રાજલક્ષ્મી કદી કહેતી કે: "વહુ, આ પ્રમાણે શ્રમ કરવાથી તું માંદી પડીશ." તો તેના ઉત્તરમાં નિરભિમાનથી તે કહેતી: "મા, હું જન્મથી જ દુઃખીઆરી છું. મને રોગનો જરાયે ભય નથી. તમે આટલે દિવસે અહિં આવ્યાં છો, તો આવી સેવા વિના મારી પાસે તમારો આદરસત્કાર કરવાને બીજું શુ છે?"

---

* ફોઇજીને આપણામા કેટલાક ફોઇસાસુ પણ કહે છે.

બિહારી થોડા દિવસમાં તે ગામમાં જાણીતો થઈ ગયો. કોઈ તેની પાસે ઔષધ સંબંધી પૂછવા આવતું, તો કોઈ કાયદાની સલાહ લેવા આવતું; કોઈ પોતાના પુત્રને કોઈ સ્થળે નોકરી રખાવવા એની ભલામણ લેવા આવતું, તો કોઈ એની પાસે અરજી લખાવવા આવતું. ગામમાં બધા પુરુષો ચોરે એકઠા થતા ત્યાં કે પછી નીચ જાતિના લોકો એકઠા મળી તાડી પીતા ત્યાં પણ બિહારી પોતાની સકૌતુક સ્વાભાવિક સહૃદયતાથી સર્વનાં મન હરી લેતો. કોઈ એનાથી અપ્રસન્ન થતું નહિ. સર્વ કોઈ એનો એક સરખો આદરસત્કાર કરતું હતું.

વિનોદિની પણ અરણ્યમાં આવી વસેલા આ નગરવાસી યુવકના કષ્ટને યથાસાધ્ય ઓછું કરવા તત્પર રહેતી. બિહારી જ્યારે ગામમાં ફરીને ઘેર પાછો આવતો ત્યારે તેને જણાતું કે કોઈએ તેનું આસન ઝાડીઝુડી સ્વચ્છ કર્યુ છે. પિત્તળના એક પ્યાલામાં બે ચાર જંગલી ફૂલપાનનો એક ગોટો બનાવી કોઈએ મૂક્યો છે અને પોતાના બિછાના-ની પાસે નવલકથાના પુસ્તકો ગોઠવેલાં છે. પ્રત્યેક પુસ્તક ઉઘાડતાં, પ્રથમ પ્રષ્ઠ ઉપરજ શુદ્ધ અને સ્પષ્ટ અક્ષરોમાં લખાયલુ વિનોદિનીનુ નામ નજરે પડતું.

એક નિર્જન ગામડામાં જણાતી સાધારણ સામાન્ય મેહમાનગિરી કરતાં પણ આમાં બિહારીને કાંઈક વિશેષતા ભાસતી હતી, અને બિહારી તે વિષે ચર્ચા કરી, વિનોદિનીની જ્યારે યોગ્ય પ્રસશા કરતો ત્યારે રાજલક્ષ્મી કહેતી કે: "એની સાથે તો તમારા એમાથી કોઈએ લગ્ન ન કર્યુ, એ ઘણું ખોટું કર્યુ છે."

બિહારી સ્મિત કરી ઉત્તર આપતો: "હા, માજી, ખોટું થયુ. ભૂલ તો થઈ ગઈ, ઠગાયા; પરન્તુ હું તો એમ માનુ છુ કે લગ્ન ન કરીને ઠગાવું એના કરતાં લગ્ન કરીને ઠગાવુ એ ઘણું ખોટું—બહુ દુઃખપ્રદ છે."

રાજલક્ષ્મી મનમાં જ વિચારતી : " બસ, એજ મારા મહેન્દ્રની વહુ થવાને યોગ્ય હતી. "

રાજલક્ષ્મી જો કોઈ સમયે કલકત્તે પાછી ફરવાની વાત કાઢતી તો વિનોદિનીનું હૈયું ભરાઈ આવતું અને તે ગળગળી થઈ જતી. ને કહેતી : " માજી, એ દિવસને માટે શા સારૂ તમે અહિં આવ્યાં? જ્યારે તમારો પરિચય નહોતો થયો ત્યારે તો જેમ તેમ પણ દિવસ વીતતા હતા; પરન્તુ હવે તમને છોડીને મારાથી અહિં કેમ રહી શકાશે ? "

રાજલક્ષ્મી એકદમ બોલી ઉઠતી: " બેટા, તું મારા મહેન્દ્રની સાથે કેમ ન પરણી? હું તને મારા હૃદય સાથે ચાંપીને રાખત. "

વિનોદિની લજ્જિત બની, કંઈક કામનું મિષ કાઢી, ત્યાંથી ઉઠીને જતી રહેતી.

રાજલક્ષ્મીએ આશા તરફથી એક અતિ વિનય ભર્યો અને કાલાવાલા વાળો પત્ર આવવાની રાહ જોઈ હતી. મહેન્દ્ર જન્મ્યો ત્યાર પછી કદિ પણ આટલા બધા દિવસ તે માતાથી વિખૂટો રહ્યો નહોતો. અવશ્ય આટલા આટલા દિવસના મારા વિયોગથી તે વ્યાકુળ અને વ્યગ્ર બની ગયો હશે, એમ રાજલક્ષ્મીને થતું હતું, અને તેથી જ, પોતાની ધારણા અનુસાર પુત્ર કે પુત્રવધૂ તરફથી પ્રાર્થનાપૂર્ણ પત્ર ક્યારે આવે તેની તેને ઉત્કંઠા થઈ રહી હતી.

બિહારીને મહેન્દ્રનો પત્ર મળ્યો. તેમાં મહેન્દ્રે લખ્યુ હતું: " મા, ઘણા સમય પછી જન્મભૂમિમાં ગઈ છે, તો આશા છે કે, તે ત્યાં ક્ષેમકુશળ હશે–પ્રસન્ન હશે. "

રાજલક્ષ્મી પત્રની હકીકત સાંભળીને બોલી: " હું અભાગિની તે વળી પ્રસન્ન હોઉં ખરી ? ને તે પણ મહેન્દ્રથી વિખૂટી પડયા પછી ?"

તેણે કહ્યું: " બીજું શુ લખ્યું છે ? જરા વાંચી બતાવને, બેટા ?"

બિહારીએ કહ્યું: " બીજું કંઈ લખ્યું નથી, મા ! "

એટલું કહી, પત્રની ઘડી વાળી, એક પુસ્તકમાં મૂકી તે પુસ્તક તેણે એક ખૂણામાં ફેંકી દીધું.

રાજલક્ષ્મી હવે કેમ ધૈર્ય રાખી શકે ? તેને વિચાર આવ્યો: " અવશ્ય મારાથી રિસાઇને મહેન્દ્રે કાંઇક એવું લખ્યું હશે, કે બિહારીને તે વાંચી સભળાવવું યોગ્ય લાગતું નહિ હોય."

જેમ વાછરડાના માથાના ધક્કાથી ગાયના આંચળમાંથી દૂધ ઉતરે છે તેમ મહેન્દ્રના વ્યંગપૂર્ણ પત્રથી ઘણા દિવસનો રોકાઈ રહેલો સ્નેહનો ઝરો, રાજલક્ષ્મીના હૃદયમાં વહેવા લાગ્યો. મહેન્દ્રના સર્વ અપરાધ તેણે અંતઃકરણ પૂર્વક માફ કર્યા અને પોતાના મનનું સાંત્વન કર્યું : " મહેન્દ્ર વહુની સાથે સુખી છે તો ભલે સુખી રહે; ગમે તેમ એ સુખી રહે એટલુંજ મારે જોઈએ છે ! વહુના સંબધમાં હું હવે તેને કોઇપણ જાતનો ઉપદ્રવ નહિ કરૂં. 'જે મા એક પળ પણ મને વ્હીલો મૂકતી નહિ, તે મને તજી આટલે દૂર ગઈ ?' એમ ઓછું આણીને મહેન્દ્ર નાખુશ થાય એમાં આશ્ચર્ય નથી."

રાજલક્ષ્મીની આંખોમાંથી આંસુની ધાર ચાલી રહી. તે દિવસ રાજલક્ષ્મીએ બિહારીને અનેક વાર કહ્યુ : "જા, બેટા, નાહી લે હવે, બહુ વાર થઈ."

તે દિવસે બિહારીને નાહવા કે ખાવાની ઇચ્છાજ નહતી. તેણે કહ્યું : " નહિ મા, હજુ વખત થયો નથી."

રાજલક્ષ્મીએ આગ્રહ કર્યો : " ના, ના, હવે તો તું નાહીજ લે."

વારંવાર થતા આગ્રહથી બિહારી સ્નાન કરવા ગયો. બિહારી ગયો કે તરતજ રાજલક્ષ્મીએ પુસ્તકની અંદરથી મહેન્દ્રનો પત્ર કાઢયો અને તે વિનોદિનીના હાથમાં આપતાં બોલી : "જો તો બ્હેન, મહેન્દ્રે બિહારીને શું લખ્યું છે ?

વિનોદિની મોટેથી વાંચીને સંભળાવવા લાગી. મહેન્દ્રે પ્રથમ

રાજલક્ષ્મી વિષે લખ્યુ હતું. પણ તે સંક્ષિપ્તમાંજ હતું. **બિહારીએ** જે કાંઈ કહ્યું તેથી વિશેષ નહતું.

ત્યાર બાદ **આશાના** સંબંધમાં બહુ વિગતથી લખાણુ હતું. **મહેન્દ્રે** જાણે રંગ, રસ અને રહસ્યથી આનંદમાં ભાન ભૂલી જઈને પત્ર લખ્યો હોય એમ સમજાતું હતું. **વિનોદિની** આગળ વાંચતી અટકી ગઈ. બે ચાર લીટીજ તેણે વાંચી. તે બોલી: "માજી, તમારે સાંભળીને શુ પ્રયોજન છે?"

**રાજલક્ષ્મીનો** ચ્હેરો સ્નેહભાવ તજી એકદમ કઠોર બની ગયો. થોડીક વાર મૌન્ય ધારણ કર્યા પછી, "ભલે રહેવા દે" એટલું કહી પત્ર **વિનોદિનીની** પાસેથી પાછો લીધા વિના તે ઓરડાની બહાર જતી રહી.

**વિનોદિની** તે પત્ર લઈ, પોતાના શયનખંડમા ગઈ અને બારણું અંદરથી બંધ કરી બિછાનાપર પડી પડી ને વાંચવા લાગી.

પત્રમાં એવું તે શુ હતું કે **વિનોદિની** આટલી રસમગ્ન થઈ ગઈ તે તો તેનેજ ખબર; પણ એટલુ તો સમજાતું હતું કે એ પત્રનો રસ **વિનોદિનીને** સુખદ થઈ પડે એવો તો નહોતોજ. કેટલીક વાર પર્યન્ત આદિથી અંત સુધી તે વાંચી ગઈ. વાંચતાં વાંચતાં તેનાં નેત્રો મધ્યાહ્નની લાહ્ય માફક બળવા લાગ્યાં. એનો શ્વાસ મરૂભૂમિની હવા સમાન ઉષ્ણુ થઈ રહ્યો. એનું મન બસ એકજ વિચારમાં મગ્ન થયું કે: "**મહેન્દ્ર** કેવો હશે? **આશા** કેવી હશે? **મહેન્દ્ર** અને **આશાની** વચ્ચે કેવા પ્રકારનો પવિત્ર પ્રેમ હશે?" પત્ર છાતી સરસો દાબી રાખીને બિછાનામાં પડી પડી તે ઘણીવાર સુધી આકાશ તરફ જોઈ રહી.

**બિહારીએ** ઘણોએ શોધ કર્યો, પણ તેને પત્ર જડયો નહિ.

તે દિવસે બરોબર બે વાગે એકાએક અન્નપૂર્ણા ત્યાં આવી પહોંચી. અનિષ્ટ વર્તમાનની શંકાથી રાજલક્ષ્મીનું હૃદય ડંખવા લાગ્યું. પ્રશ્ન પૂછવાની તેની છાતી ચાલી નહિ. તે માત્ર મ્લાન વદનથી અન્નપૂર્ણા સામુ જોઈ રહી.

અન્નપૂર્ણા બોલી : "ભાભીજી, કલકત્તામાં સર્વે ક્ષેમકુશળ છે."

રાજલક્ષ્મીને હવે જીવમાં જીવ આવ્યો અને તેણે પૂછ્યુ : "ત્યારે તમે અહિં કેમ આવ્યાં ?"

અન્નપૂર્ણાએ કહ્યું : "હવે તમે કલકત્તે જઈને તમારા ઘરની સંભાળ લ્યો. મને હવે સસારમા સાર જણાતો નથી, તેથી કાશી-નિવાસ કરવાની મારી ઇચ્છા છે. કાશી જવાને હું તૈયાર છું. માત્ર એક તમારાં દર્શન કરવા ખાતરજ હું અહિં સુધી આવી છુ. જાણતાં કે અજાણતાં મારાથી જે કાંઈ અપરાધ થયા હોય તેની ક્ષમા કરશો, અને તમારી વહુ હજુએ બાળક છે. એને મા નથી, બાપ નથી, તે દોષિત હોય કે નિર્દોષ હોય તોપણ તે તમારી વહુ છે."

તેનાથી વધુ બોલી શકાયુ નહિ. રાજલક્ષ્મી તેજ સમયે અન્નપૂર્ણા માટે સ્નાન, ભોજન વગેરેની વ્યવસ્થા કરવા ગઈ.

બિહારીને અન્નપૂર્ણા આવવાના સમાચાર મળતાંજ દુર્ગાજીના મદિરથી તે દોડતો દોડતો આવ્યો. અન્નપૂર્ણાના પાદવન્દન કરી તેણે કહ્યું : "કાકી, તમને આ વિચાર તે ક્યાંથી સૂઝ્યો ? આમ સ્નેહ વિસારી તમે અમને તજીને જતાં રહેશો ?"

અન્નપૂર્ણાએ અશ્રુવેગ રોકતાં કહ્યું : "હવે તું મને શુ કરવા રોકે છે ? તમે સર્વે સુખથી રહો. મારા વિના તમને કંઈ પણ હરકત નડશે નહિ."

બિહારી કેટલીક વાર સુધી ચૂપ રહ્યો, પછી બોલ્યો : "મહેન્દ્ર ખરેખર દુર્ભાગી છે કે તમને પણ તેણે વિદાય કર્યા ?"

**અન્નપૂર્ણા** ચોંકીને બોલી : “ એમ ન કહે, **બિહારી**. **મહેન્દ્રે** મને કંઈ પણ કહ્યું નથી. મારા **કાશી** ગયા વિના એ ઘરનું રૂડું થવાનું નથી, એમજ હું માનું છું. ” **બિહારી** આકાશ તરફ જોતો બેસી રહ્યો.

**અન્નપૂર્ણાએ** પોતાના હાથમાંથી એક સોનાનું કડું કાઢીને કહ્યું : “ બેટા, આ કડું તું તારી પાસે રાખ. જ્યારે તારી વહુ આવે ત્યારે તેને મારા આશીર્વાદ સાથે એ પહેરાવજે. ”

**બિહારીએ** તે કડુ પોતાના શિર પર ચઢાવ્યુ. તેનાં નેત્રમાંથી આંસુ સરવા લાગ્યાં. તે ઉઠીને બહાર ગયો.

વિદાય થતી વખતે **અન્નપૂર્ણાએ** **બિહારીને** કહ્યું : “ મારા **મહેન્દ્રને** અને મારી **આશાને** વિસરી ન જતો. તેમની સંભાળ રાખજે.”

પછી **રાજલક્ષ્મીના** હાથમાં એક કાગળ આપી તેણે કહ્યું : “સસરાજીની મિલકતમાં જે કાંઈ મારો હિસ્સો છે તે હું **મહેન્દ્રને** લખી આપું છું, તેનુ આ દાનપત્ર છે. મને માત્ર માસિક રૂપિયા ૧૬) **કાશીમાં** મોકલ્યાં કરજો. ”

**રાજલક્ષ્મીને** સાષ્ટાંગ પ્રણામ કરી **અન્નપૂર્ણા** **કાશી** તરફ રવાના થઈ.



## પરિચ્છેદ ૯.

### અશિક્ષિત દંપતિની ફજેતી!

**આ**શા ચિંતાગ્રસ્ત બની : “ આ શું ? સાસુજી ગયાં; માશી પણ જતાં રહ્યાં ! **એ**મનુ (**મહેન્દ્ર**નું) સુખ, સર્વને દૂરજ કરે છે. હવે મારે પોતાને દૂર થવાનો સમય આવશે કે શુ ? ” ઉજ્જડ, સુના, એકાન્ત ગૃહમાં દંપતિની પ્રેમલીલા **આ**શાને નિરસ ભાસવા લાગી.

સસારના કઠિન કર્ત્તવ્યથી પ્રેમને એક ફૂલની માફક તોડીને અલગ રાખવાથી તે કેવળ પોતાનાજ રસથી સજીવ બની શકતો નથી. રહેતે રહેતે વિમર્ષ અને વિકૃત બની ફિક્કો પડી જાય છે. **આ**શાએ જોયુ કે નિરતરના સહવાસથી કઇક કટાળો લાગવા માંડ્યો હતો. સસારી અનુભવના દૃઢ અને પ્રશસ્ત આશ્રય વિના પ્રેમને એક સરખો રસમય રાખવો એ દુષ્કર હતું. કામકાજમાં પણ ચિત્ત ન રાખવાથી ભોગનો વિકાસ પરિપૂર્ણ અને સ્થાયી રહી શકતો નથી. **મહેન્દ્ર** પોતાના સંબંધીઓથી દૂર રહી પ્રેમોત્સવની આરતિની સર્વ જ્યોત એક સામટી સળગાવી, સમારંભથી શૂન્યગૃહમાં આનંદ ઉત્પન્ન કરવા લાગ્યો. **આ**શાના હૃદયને ઉત્તેજીત બનાવવા તે બોલ્યો : “ ચુની, હમણાં તું આવી કેમ બની ગઈ છો ? માશી ગઈ તો તે માટે તું આમ હરઘડી ઉદાસ રહે એ શુ ? શુ આપણા બેના સ્નેહ કરતાં કોઈ વિશિષ્ટ સ્નેહ છે ખરો ? આપણા બન્નેના પ્રેમમા શું સર્વ પ્રેમ સમાઈ જતો નથી ? ”

**આ**શા દુઃખિત બની વિચાર કરતી : “ આપણા પ્રેમમાં કંઈ પણ અસમ્પૂર્ણતા તો છેજ, અને તેથીજ લાખો યત્ન કરવા છતાં પણ

મારૂં ચિત્ત પ્રસન્ન નથી રહેતું ! માશી જતાં રહ્યાં; સાસુજી પણ ઘરમાં નથી, તેથી કોણ જાણે મારા મનમા શુંનું શુ થઈ જાય છે !" આવા વિચારો કરી પછી તે પ્રસન્ન દેખાવાને જીવતોડ પ્રયાસ કરતી હતી.

હવે ગૃહકાર્યમાં અડચણ જણાવા લાગી. એક પણ કાર્ય યથાયોગ્ય થતું નહિ. નોકરો કામમા બેદરકાર રહેતા. એક દિવસ ચાકર આજારી હોવાનુ મિષ કાઢી આવ્યો નહિ અને રસોઈ કરનાર મહારાજ ભાંગ પીને પડી રહ્યો.

**મહેન્દ્રે** **આશાને** કહ્યું : "ચાલો, એ પણ ઠીક થયુ. આજ ઘણો આનંદ પડશે. આપણે બે સાથે મળીને રસોઈ કરીશુ."

**મહેન્દ્ર** ગાડીમા બેસી શાકભાજી વગેરે ખરીદ કરવા બજારમા ગયો. કઈ ચીજ કેટલી જોઈશે તેનુ તો **મહેન્દ્રને** મુદ્દલે ભાનજ નહોતું, એટલે એક મોટો ગાંસડો બંધાવી, હસતો હસતો, તે ઘણીવારે ઘેર આવ્યો.

બજારમાંથી વસ્તુઓ તો મોંઘી સોંઘી, વત્તી ઓછી, ગમે તેમ પણ આવી; પરન્તુ હવે તેનુ શું કરવું તે વિષયમા **આશાએ** કોઈ દિવસ પણ, ધ્યાન આપ્યુ ન હોવાથી તે જાણતી નહોતી. કેમ કરવું ને શું કરવું તેનો નિર્ણય કરતાંજ બપોરના બે ત્રણ વાગી ગયા. તરેહતરેહના વિચિત્ર સ્વાદોના ભોજન તૈયાર કરવામાં **મહેન્દ્રને** અપૂર્વ આનંદ લાગ્યો, તથાપિ તેનો એ આનંદ **આશાને** રૂચ્યો નહિ. તેને પોતાની અજ્ઞાનતા અને અશક્તિને માટે મનમાં ને મનમાંજ ઘણોજ ખેદ ઉત્પન્ન થયો.

ઘરમાંનો સર્વ સામાન એવી અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડયો હતો કે જ્યારે કોઈ ચીજનો ખપ પડતો ત્યારે તે મેળવવી એ સહેલ કામ થઈ પડતું નહોતું. **મહેન્દ્રનું** ચપ્પુ શાક વગેરે સમારવામાં વપરાવા લાગ્યું;

અને તેજ પ્રમાણે "નોટબુક્સ" પંખાનું કામ કરતી કરતી રસોડામાં રાખના ઢગલાપર વિશ્રામ લેતી થઈ!

આ સર્વ પ્રકાર, જે **મહેન્દ્રે** સ્વપ્ને પણ કલ્પ્યો ન હોતો તે જોઈ તેના કૌતુકની સીમા ન રહી; પરન્તુ **આશાને** તો તે ઘણુંજ દુઃખકર થઈ પડયુ. સ્વચ્છંદ વર્તન રાખી, ઘરનો કારભાર ગમે તેમ ચાલવા દઈ, પોતે બધુ હસતાં હસતાં જોયાં કરવુ એ **આશાને** ઘટિત લાગ્યુ નહિ.

એક દિવસ સન્ધ્યા સમયે બન્ને જણુ માળપર ઓરડામા બેઠાં હતાં, સામે ખુલ્લી અગાશી હતી. વરસાદ વરસ્યા પછી કલકત્તાની ઉંચી અટારીઓ ચાંદનીમાં ચમકી રહી હતી. ઘરના નાના બાગમાંથી ચંબેલીના ફૂલનો એક ઢગલો લાવી, **આશા** માથું નીચુ નમાવી મુગી મુગી એક માળા બનાવી રહી હતી. **મહેન્દ્ર** તે માળા ખેંચી, તેના કાર્યમાં વિઘ્ન નાંખી, વ્યર્થ કલહ ઉત્પન્ન કરવા રમુજી ચેષ્ટા કરી રહ્યો હતો. **આશા** જ્યારે તેની આ અકારણ સતાવણીને માટે તેનો કૃત્રિમ તિરસ્કાર કરવા જતી હતી, ત્યારે તે ગમે તે પ્રકારે તેને બોલતી અટકાવી દેતો હતો.

એટલામાં પાડોશીના ઘરમાંથી કોયલનો સ્વર સંભળાયો. તરત જ **મહેન્દ્રે** અને **આશાએ** પોતાના માથા ઉપર લટકતા પાંજરા તરફ દૃષ્ટિ કરી. જ્યારે પાડોશીના ઘરની કોયલ બોલતી ત્યારે **મહેન્દ્રની** કોયલ પણ બોલી ઉઠતી.

**આશાએ** ઉત્કંઠિત ભાવે પૂછ્યું: "આજ આપણી કોયલને શું થયું છે ?"

**મહેન્દ્રે** ઉત્તર આપ્યો: "એ તારા સ્વર આગળ શરમાઈ ગઈ છે !"

**આશાએ** કહ્યું: "મશ્કરી મૂકી દો. જુઓ તો ખરા, આજ તે કેમ ન બોલી ?"

**મહેન્દ્રે** પાંજરૂં ઉતાર્યું. પાંજરા ઉપરનું કપડું ઉતારીને જોયું તો

કોયલ મરણ પામી હતી ! **અન્નપૂર્ણા**ના ગયા પછી નોકર આવ્યો નહિ અને બીજા કોઈએ તેની સંભાળ ન લીધી !

દયા, ક્ષોભ અને ચિન્તાથી **આશા**નું મુખ શોકાતુર બની ગયું. તે માળા ગુંથી શકી નહિ. ફૂલ પડી રહ્યાં ! આ બનાવથી **મહેન્દ્ર**ના હૃદયમાં પણ જબરી ચોટ લાગી; પણ રંગમાં ભગ પડવાની બીતિથી તેણે એ વાતને હસવામાં કાઢી નાંખવા પ્રયાસ કરતાં કહ્યું : " ઠીક થયું. હું કૉલેજમાં જતો ત્યારે પોતાના ટૂહુકારથી[1] તને તે દરરોજ ત્રાસ આપતી હતી ! " એટલું કહી, **મહેન્દ્રે** **આશા**ના બન્ને હાથ પકડીને તેને પોતાની પાસે ખેંચવા માંડી; પરન્તુ **આશા** દૂર ખસી ગઈ. બધાં ફૂલ તેણે કોરાણે મૂકી દીધાં. ગળગળા સાદે તે બોલી : " બસ, બહુ થયુ હવે. જાઓ, જલ્દી જઈને સાસુજીને બોલાવી આવો. "



૧. આપણામાં કહેવાય છે કે, પિયુવિરહિણી બાળાઓને કોયલનો મીઠો ટૂહૂકાર હૃદયમાં અંગાર રૂપ લાગે છે.

## પરિચ્છેદ ૧૦.

### આખરે મા વિના ન ચાલ્યું !

ઉપરની ઘટના ચાલી રહી છે તેવામાં "મોટાભાઈ, મોટાભાઈ" કરીને બિહારીએ બૂમ પાડી. મહેન્દ્રે પણ "અરે કોણ, બિહારી? આવ ભાઈ આવ," કહી જવાબ આપ્યો. બિહારીને જોઈ મહેન્દ્રનું ચિત્ત આજ પ્રસન્ન થઈ ગયુ. લગ્ન પછી કોઈ કોઈ વાર બિહારી આવી તેના સુખમાં અંતરાયરૂપ થઈ પડતો હતો. આજે તેજ સુખને માટે એ અંતરાયની આવશ્યકતા જણાઈ.

બિહારીના આવવાથી આશાનુ મન પણ કંઇક શાન્ત પડયુ. તે માથા ઉપરનો છેડો ઠીકઠાક કરી, ત્યાંથી જવા લાગી.

મહેન્દ્રે કહ્યુ: "શા માટે જાય છે? બિહારી તે બીજો કોઈ છે શું?"

આશાએ કહ્યું: "એમને વાસ્તે કંઈ ખાવાનુ લઇ આવું."

કામમાં પડવાથી, આશાની ગ્લાનિ કાંઇક ઓછી થઈ. આશા પોતાની સાસુના વર્તમાન જાણવા ઘુમટો તાણી ત્યાં ઉભી રહી. તે બિહારી સાથે કદી વાતચિત કરતી નહોતી.

બિહારીએ આવતાંની સાથેજ કહ્યું: "મને લાગે છે કે, મેં તમારા રંગમાં ભંગ પાડયો છે! ઠીક, ફીકર નહિ. ભાભી, તમે બેસો હું જઇશ."

આશા મહેન્દ્ર તરફ જોવા લાગી.

મહેન્દ્રે પૂછ્યું: "બિહારી, માજીની શી ખબર છે?"

બિહારી કટાક્ષમાં બોલ્યો: "માજી અને કાકીની વાત હવે શા માટે કરો છો ભાઈ? એ સહુનું થયાં કરશે જે થવાનું હશે તે. આવી રળીઆમણી રાત્રિઓમાં તે મા અને કાકી સાંભરે ખરાં?"

એટલું કહી **બિહારી** જવાને તૈયાર થયો. **મહેન્દ્રે** બળાત્કારે તેનો હાથ પકડી, તેને પાછો બેસાડયો. **બિહારીએ** કહ્યું: "જુઓ; ભાભી, મારો કંઈ દોષ નથી. મને મોટાભાઈ પરાણે બેસાડે છે. પછી એવું ન થાય કે એ કરે પાપ ને હું ભોગવું શ્રાપ."

ઘરમાં બધુ વેરછેરં જોઇને, **બિહારીએ** કહ્યું: "વાહ, ઘરની શી સુંદર શોભા બની રહી છે? આમ છે ત્યારે માજીને શા માટે બોલાવતાં નથી?"

**મહેન્દ્રે** કહ્યું: "એની અહિં ઘણીજ જરૂર છે. અમે તો એ ક્યારે આવે તેની રાહજ જોઈ રહ્યાં છીએ."

**બિહારી** બોલ્યો: "ત્યારે તમે તેવી મતલબનો પત્ર લખ્યો હોય તો શું કંઈ ગેરલાભ થાય એમ છે? એટલુ લખવામાં તમારા અમૂલ્ય સુખી સમયનો કાંઈ બહુ ભાગ નહિ જાય, અને તે બિચારીના આનદ-ની સીમા નહિ રહે. ભાભી, હુ તમને પ્રાર્થના કરૂ છું કે મોટાભાઇને પત્ર લખવા બે ત્રણ મિનિટની છુટી આપો."

**આશાને** આ શબ્દો સાંભળી ઘણું લાગી આવ્યુ. તે ત્યાંથી જતી રહી.

**મહેન્દ્રે** ચીડવાઈ જઈ કહ્યું: "કોણ જાણે કઈ શુભ ઘડીએ તારો અને તેનો મેળાપ થયો છે કે તમારે બેને કોઈ પ્રકારનો મેળજ નથી મળતો! તું હરહમેશ કંઇને કંઈ ધાંધલ મચાવીજ મૂકે છે!"

**બિહારીએ** કહ્યું: "તમને માજીએ લાડ લડાવીને બગાડી દીધા છે. તમારી વહુ પણ તમારા જેવીજ થતી જાય છે, એ મારાથી જોયું જતું નથી. તેથી લાગ જોઈ કોઈ વાર બે ત્રણ શબ્દો હું કહી દઉં છું."

**મહેન્દ્રે** પૂછ્યું: "તેથી લાભ શો?"

**બિહારી**: "તમને તો કાંઈ વિશેષ લાભ નથી, પણ મને છે."

**બિહારીએ** પોતે બેસીને **મહેન્દ્ર** પાસે પત્ર લખાવ્યો, અને તે લઇને બીજે દિવસે પોતે **રાજલક્ષ્મીને** તેડી લાવવાને પાછો ગયો.

## પરિચ્છેદ ૧૧.

### "ચોખેર વાલી."

રાજલક્ષ્મી સમજી તો ગઈ કે બિહારી આ પત્ર લખાવી લાવ્યો હતો, છતાં પણ હવે વધારે વખત તેનો જીવ ટકી રહ્યો નહિ. તે કલકત્તે આવવા નીકળી. વિનોદિનીને પણ તેણે પોતાની સાથે લીધી. રાજલક્ષ્મીએ આવીને જોયું તો ઘરની વિચિત્ર દુર્દશા થઈ ગયલી જણાઈ. એવી સ્થિતિ જોઇને આશા ઉપરથી એનું મન વિશેષ ઉતરી ગયુ.

પણ વહુનો રંગ વળી કંઈ ન્યારોજ નજરે પડતો હતો ! તે એક છાયાની પેઠે સાસુની સાથે ને સાથેજ રહેતી હતી. વગર કહે પણ સાસુને કામકાજમાં તે મદદ કરવા લાગતી હતી. પણ રાજલક્ષ્મી તેને કંઈ પણ કામ કરતાં અટકાવતી, અને કહેતી: " રહેવા દે, રહેવા દે. જે કામમાં તને ગમ નહિ તેમાં શા માટે હાથ ઘાલે છે ? વિના કારણ કાંઈ બગાડી મૂકીશ પાછી ! "

રાજલક્ષ્મીએ જોયુ કે અન્નપૂર્ણાના જતા રહેવાથી, વહુમાં આટલો સુધારો થયો છે. પણ એને વિચાર આવ્યો કે ' મહેન્દ્ર ધારશે કે જ્યારે કાકી હતી ત્યારે હું સુખી હતો પણ માના આવતાંજ મારા સુખનો અંતરો પડ્યો; અને તેથી એ નક્કી એમજ માની લેશે કે અન્નપૂર્ણા મારૂં હિત કરનારી હતી અને માતા એક કંટક સમાન છે, તો પછી વહુની પાસે કામ કરાવવાની મારે શી જરૂર ? '

આજકાલ મહેન્દ્ર દિવસના ભાગમાં આશાને તેડવા મોકલતો ત્યારે તે પોતે આનાકાની કરતી; પણ રાજલક્ષ્મી તેને પરાણે મોક-

હતી. તે કહેતી: " કેમ જતી નથી ? મહેન્દ્ર બોલાવે છે તે સાંભળતી નથી કે ? જા, કામ તો સહુ થયાં કરશે."

પુનઃ સ્લેટ, પેન અને શિક્ષાવલિનું પ્રદર્શન આરંભાયું. પ્રેમનો અમૂલ અભિયોગ ઉપસ્થિત કરી, પરસ્પર એકએકને અપરાધી ઠરાવવાની, ઉભયમાં કોનો પ્રેમ અધિક છે તે વિષેના તર્કવિતર્ક કરવાની, કાર્યઘટના પાછી શરૂ થઇ.

દરમ્યાન એક દિવસ વિનોદિની આશાની પાસે આવી પોતાના બે હાથ તેના ગળામાં નાંખી બોલી: " બ્હેન, તારૂ સૌભાગ્ય સદા અચળ રહો. પણ મુજ દુઃખીઆરી તરફ એક વાર તો નજર કર ? "

બાલ્યાવસ્થાથીજ આરા ઘરમાંની ઘરમાં ગોંધાઇ રહેલી હોવાથી લોકોને છૂટથી મળવા કરવામાં તેને એક પ્રકારનો સંકોચ લાગતો હતો. તે બ્હીતી હતી કે રખેને કંઇ ફગોફટકો ન થાય. પ્રફુલિત હાસ્ય વદન, ભ્રકુટી કમાન અને તિક્ષ્ણ પણ મનને મોહક એવી દૃષ્ટિથી વિનોદિની આશા પ્રત્યે જોઇ રહી છતાં પણ આશાએ તેને કાંઇ પણ પ્રશ્ન પૂછવાનું એકદમ સાહસ કર્યું નહિ.

આશા જોતી હતી કે વિનોદિનીને સાસુનો કોઇ પણ જાતનો સંકોચ લાગતો નહોતો. સાસુ પણ તેના ઉપર વારી વારી જતાં હતાં ને જ્યારે ત્યારે વિનોદિનીની વાત કાઢી, તેની પ્રશસા કરતાં હતાં. આશાએ એ પણ જોયુ કે વિનોદિની ગૃહકાર્યમાં કુશળ હતી. નોકર ચાકરને કેમ દાબમાં રાખવા, તેમની પાસેથી કેમ કામ કાઢી લેવું, એ સર્વ તે સમજતી હતી. એ સર્વ જોઇને વિનોદિની કરતાં આશા પોતાને ઘણીજ સાધારણ બુદ્ધિની ગણવા લાગી.

એવી ગુણસંપન્ન બુદ્ધિમતી વિનોદિનીએ જ્યારે પોતાની પાસે આવીને મિત્રતા કરવા પ્રાર્થના કરી, ત્યારે આશા પ્રથમ તો કાંઇ બોલી નહિ, પણ પછીથી તેના આનંદની સીમા રહી નહિ. એક ઘડીભરમાં

વિનોદિનીએ આશાનો સર્વ સંકોચ દૂર કર્યો. જાદુગરના વૃક્ષની પેઠે એકજ દિવસમાં બન્ને સખીઓના પ્રણયબીજે અંકુરનું રૂપ ધારણ કર્યું, એટલુંજ નહિ પણ, તેને ફળફૂલ સુદ્ધાં આવ્યાં.

આશાએ કહ્યું: "ઠીક બ્હેન, આપણે બે કોઈ લાડકું નામ[1] શોધી કાઢીએ, કે એ નામથી હું તમને બોલાવું ને તમે મને બોલાવો."

વિનોદિનીએ હસીને કહ્યું: "શુ નામ રાખીશું?"

આશાએ ગંગા, ગુલાબ, આદિ અનેક સારાં સારાં નામ જણાવ્યાં.

વિનોદિની બોલી: "એ સર્વ નામ પુરાણાં થઈ ગયાં. હવે એ નામોનો મોહ રહ્યો નથી."

આશાએ પૂછ્યું: "ત્યારે તમે કયુ નામ પસંદ કરો છો?"

વિનોદિનીએ હસતાં હસતાં કહ્યું: "ચોખેર વાલી."[2]

આશા કોઈ મધૂરૂ નામ રાખવા માગતી હતી; પણ વિનોદિની-ની સલાહથી તેણે આ પ્રેમગાલીનો સહર્ષ સત્કાર કર્યો. વિનોદિનીના કંઠમાં પોતાના બે હાથ નાંખી તે બોલી: "મારી ચોખેર વાલી!" તે દિને બન્ને સખીઓ હસીને વિખૂટી પડી.

---

૧. બંગાળામાં છોકરીઓ જ્યારે સહીપણાં કરે છે ત્યારે એકબીજીને એકજ પસંદગીના લાડકા નામથી બોલાવે છે એ પસંદગીનું નામ એ બન્ને સહીપણીઓજ શોધી કાઢે છે.

૨. આંખની ધૂળ, આંખની કણી, આંખની રજકણ, આવાં લાડકાં નામ બંગાળામાં સામાન્ય થઈ પડેલાં છે. માતાઓ પોતાને ઉપજતા વહાલથી આવા દેખીતી રીતે ગાળ જેવા શબ્દપ્રયોગ વાપરે છે; અને એજ લાગણી ઘણે ભાગે અહીં જણાય છે.

## પરિચ્છેદ ૧૨.

### અદેખાઈની આગ.

**આશાને** એક સહચરીની આવશ્યકતા હતી. પ્રેમનો આનંદઉત્સવ પણ બેજ માણસો એકલાં ભોગવી શકતાં નથી. પ્રેમની કહાણી જ્યારે વિનોદવાર્તા દ્વારા કોઈ ત્રીજી વ્યક્તિ સમક્ષ કહેવામાં આવે છે ત્યારે એ ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

**વિનોદિની** પણ એ રસની પ્યાસી હતી. જેમ એક મદ્યના વ્યસનવાળો માણસ, લિજ્જતદાર મદ્યને હોંસે હોંસે પીએ છે તેમ, **વિનોદિની** પણ આ નવયૌવનાના નૂતન પ્રેમનુ વર્ણન એક ચિત્ત શ્રવણ કરવા લાગી; પણ તેથી **વિનોદિની**નું મગજ ભમવા લાગ્યુ અને તેનુ શોણિત, ઉતાવળી ગતિથી નસેનસ વહેવા લાગ્યું.

બપોરના જ્યારે **રાજલક્ષ્મી** આરામ લેતી અને નોકર–ચાકર વગેરે કામકાજથી પરવારી વિખરાઈ જતા, તેમજ **બિહારી**ના બહુ દબાણથી **મહેન્દ્ર** કૉલેજમાં જતો અને તાપથી સંતપ્ત બનેલા સ્વચ્છ આકાશમાં ઉડતા કોઈક પંખીનો તીવ્ર કંઠસ્વર ધીરે ધીરે ક્ષીણ બનતો કદિ કદિ કાન પર પડતો હતો, ત્યારે **આશા** પોતાના શયનખંડમાં તકીયાની ઉપર પોતાના છૂટા કેશને પહોળા કરી સુતી અને **વિનોદિની** નીચે ઉશીકું રાખી, પગ પહોળા કરી સુતી સુતી **આશાને** મોઢેથી **મહેન્દ્ર**ની પ્રેમકહાણી ચિત્ત દઈને સાંભળતી. સાંભળતાં સાંભળતાં તેના ગુલાબી ગાલ અધિક રક્તવર્ણા બની જતા. તેનો શ્વાસ વિશેષ ઝડપ-વાળી ગતિ ધારણ કરતો. **વિનોદિની** પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછી ક્ષુલ્લક

વાતો પણ જાણી લેતી. એકની એક વાત વારવાર કહેવડાવતી. જ્યારે ઘટનાનું વર્ણન સમાપ્ત થતું ત્યારે તે કલ્પનાના પ્રદેશમાં ઉતરી પડતી, અને પ્રશ્ન કરતી: "વારૂ બ્હેન, આમ હોત તો શું થાત અને તેમ હોત તો તમે શું કરત?"

એ પ્રકારે કલ્પનાના પ્રદેશમાં ભ્રમણ કરી સુખવાર્તાને લબાવતાં આશાને પણ કાંઈ કષ્ટ થતું નહિ, તેને ઉલટું તે પ્રિય લાગતું.

વિનોદિની પ્રશ્ન કરતી: "વારૂ મારી 'ચોખેર વાલી'! તમારી સાથે કદાચ બિહારીનાં લગ્ન થયાં હોત તો?"

આશા: "નહિ બ્હેન, એવી વાત ન પૂછો, મને શરમ આવે છે. હા, તમારી સાથે થયા હોત તો ઠીક થાત. તમારી સાથે તેમ કરવાની વાત પણ થઈજ હતી તો?"

વિનોદિની: "મારા વિષે તો ઘણા જણની ઘણી ઘણી વાતો થઈ ગઈ. ન થયુ એ પણ ઠીક થયુ. હું જેવી છું તેવીજ ઠીક છું."

પરન્તુ આશા એ વાત માનતી નહિ. પોતે વિરુદ્ધ અભિપ્રાય આપતી. વિનોદિની પોતાનાથી ઉત્તમ દશામાં છે, એ વાત એના માન્યામાં કેમ આવે?

આશા પૂછતી: "કદાચ એમની સાથે તમારાં લગ્ન થયાં હોત તો? હા, એ રાજી હોત તો તેમ પણ થાત. ખરૂ કે નહિ?"

વિનોદિની આ પ્રશ્ન સાંભળીને વિચારમાં ગર્ક થઈ જતી: "હા, થઈ જાત! કેમ ન થયાં? આશાનુ આ શયનગૃહ એક દિવસ મારૂં થવાનું હતું! જે ગૃહ એક દિવસ મારૂ થવાનુ હતું ત્યાં આજે હું મહેમાન તરીકે રહું છું. એ ગૃહમાં મારૂં પોતાનું શુ છે? આજ હું અહિં છું, પણ થોડા સમયમાં મારે અહિંથી ઉચાળા ભરવા પડશે!"

સંધ્યા સમયે વિનોદિની વગર કહ્યે, પોતાની મેળે, આશાની

વેણી બાંધતી અને યથાસમય તેને શૃંગાર સજાવી, તેના સ્વામિ પાસે મોકલતી. એની કલ્પના જાણે લપાતી છૂપાતી આ નવવધૂ સાથે એક મુગ્ધયુવકના અભિસારમા નિર્જનખંડમાં પ્રવેશ કરતી હતી. કદિ કદિ વિનોદિની આશાને જતાં રોકતી. વાતોમાં મશગુલ બનાવી દેતી. કદિક ક્હેતી: "અરે, જરા બેસો તો ખરાં, તમારા સ્વામિ કંઈ ન્હાસી તો થોડાજ જશે? એ થોડાજ જંગલી હરણ જેવા છે? એ તો પાળેલા હરણ સમાન ગણવાના."

એ પ્રમાણે વાતમાં ને વાતમાં વિનોદિની આશાને વિલંબ કરાવતી. એક દિવસ મહેન્દ્રે અત્યંત ગુસ્સે થઈને આશાને કહ્યું: "તારી સખી અહિંથી જવાની તો કંઈ વાતજ નથી કરતી! એ પોતાને ઘેર ક્યારે જવાની છે?"

આશાએ વ્યગ્રભાવ ધારણ કરતાં કહ્યું: "જુઓ, તમારે મારી સખી વિષે કાંઈ કહેવું નહિ. તમે શુ જાણો કે એ તમને કેટલી ચાહે છે? કવી એકચિત્તથી તમારી બધી વાતો તે સાંભળે છે? કેવા સ્નેહથી નિત્ય સાંજે મને શણગારીને અહિં મોકલે છે?"

પ્રથમ રાજલક્ષ્મી વહુને કંઈ પણ કામ કરવા દેતી નહિ, પણ હવે વિનોદિનીએ આશાનો પક્ષ લઈ, તેને કામકાજમાં સામેલ કરી. વિનોદિની આખો દિવસ કામમાં ને કામમાંજ પરોવાયલી રહેતી. એક ઘડીનુ પણ તેને આળસ નહોતું. પોતાની સાથે આશાને પણ તે આળસુ બનવા દેતી નહિ. ગૃહકાર્યનો ક્રમ વિનોદિનીએ એવી તો યુક્તિથી ગોઠવ્યો હતો કે આશાને તેમાંથી છટકી જવું ભારે પડતું. વિનોદિની કલ્પના દોડાવતી કે આશાનો પતિ ઉપરના ખંડમાં ખૂણામાં પડ્યો પડ્યો ચીઢાયા કરતો હશે!

આશા વ્યગ્ર થઈ ક્હેતી: "હવે મને જવા દો તો ઠીક

'આખેર વાલી !' નહિ તો એ[1] પાછા ગુસ્સે થશે."

વિનોદિની કહેતી: "ઉભાં રહો, આટલું કરીને જાઓ !"

થોડી વાર પછી વળી આશા કહેતી: "બસ, હવે તો મને જવા દો. જરૂર એ ગુસ્સે થશે."

વિનોદિની ઉત્તર આપતી: "અરે જરા તો બેસો. જરા આજે ગુસ્સે થશે તો તેમાં થઈ પણ શું જશે ? જુઓ, જેમ શાકમાં મરચાં-ની પણ જરૂર હોય છે તેમ પ્રેમમીલનમાં જરા માનાપમાનલીલાની પણ જરૂર હોય છે."

આમ આશાને ખોટી કરવા છતાં પણ જ્યારે વિનોદિની એકલી પડતી ત્યારે તેને મહેન્દ્ર સાથે પોતાના લગ્ન થવાનાં હતા તે વાત સાંભરી આવતી. એ વખત તે વિચારતી: "આવું સુખ ! આવો પ્રેમી પતિ ! અરે, આ ઘરને હું એક રાજાનું રાજ્ય અને આ પતિને મારો દાસ બનાવત ! અને તે વખત શું ઘરની આવી સ્થિતિ થઈ હોત ? આજે મારે સ્થાને બિનઅનુભવી છોકરી એક પુતળી જેવી છોકરી—ગૃહરાણી કહેવાઈ બેઠી છે !"

આશા જ્યારે બીજે દિને વિનોદિનીને મળતી ત્યારે વિનોદિની તેના ગળામાં હાથ નાંખી પૂછતી: "જરા ઉભાં તો રહો. કાલે તમારે તમારા પતિ સાથે શી વાતચિત થઈ હતી ? મેં તમને જે શીખવ્યું હતું તે કહ્યું હતું કે ? તમારા પ્રેમની વાતમા મને એવો રસ પડે છે કે મને ખાનપાનનું પણ ભાન નથી રહેતું !"

---

૧. હિંદુઓમાં પતિનું નામ લેવાનો રિવાજ નથી. હમેશાં એ શબ્દ કોઈપણ પત્ની પોતાના પતિને માટે વાપરે છે.

## પરિચ્છેદ ૧૩.

### વિનોદિનીને ચેતવણી.

દરરોજ **વિનોદિની** **આશા**ને વાતોમાં વળગાડતી હતી, તેથી **મહેન્દ્ર** એક દિવસ ઘણો અકળાઈ ગયો. તેણે પોતાની માને કહ્યું: "આ શું યોગ્ય છે? એક પારકી વિધવાને આપણા ઘરમાં રાખવાની શી જરૂર છે? મને તો એ ઠીક નથી લાગતું. કોણ જાણે ક્યારે શુ બને!"

**રાજલક્ષ્મી**એ કહ્યું: "એ શું કોઈ પારકી છે? મારા ભત્રીજા **બિપિન**ની વહુ છે, હું તો એને કાંઈ પારકી ગણતી નથી."

**મહેન્દ્રે** કહ્યું: "નહિ નહિ, બા, એ ઠીક નથી થતું. એને પોતાને ઘેર મોકલી દેવી એમાંજ શોભા છે."

**રાજલક્ષ્મી**ને સંપૂર્ણ અનુભવ હતો કે **મહેન્દ્ર** પોતાના મનમાં જે આવતું તે કરતો હતો. કોઈનું પણ કહ્યુ માનતો નહિ. એને હાથ-તાલી આપવી એ સહેલું કામ નહોતું. તેથી એણે **બિહારી**ને બોલાવીને કહ્યું: "તું જરા **મહેન્દ્ર**ને સમજાવીને તેને કાંઈ કહેની ભાઈ! **વિનોદિની** ઘરના કામકાજમાં ઠીક ધ્યાન આપે છે. મને એ ઘણી મદદરૂપ થઈ પડે છે. ભલે એ બહારની હોય પણ એ જેટલી મારી સેવા કરે છે, તેટલી તો મારાં પોતાનાં માણસ પણ કરતાં નથી." **બિહારી**એ **રાજલક્ષ્મી**ને કંઈ જવાબ આપ્યો નહિ.

**મહેન્દ્ર** પાસે જઈ તેણે કહ્યું: "મોટાભાઈ, **વિનોદિની** વિષે તમે કશુ વિચારી જોયુ છે?"

**મહેન્દ્રે** હસીને કહ્યું: "હરઘડી વિચારૂ છું. વિચારમાં ને વિચારમાં

રાત્રે નિદ્રા પણ નથી આવતી. તારી ભાભીને તો પૂછી જો ? આજકાલ વિનોદિનીના ધ્યાનમાં તે એટલી બધી લીન થઇ ગઇ છે કે મારા તરફના સર્વ ધ્યાનમાં ભંગ પડયો છે."

આશાએ ઘૂંઘટમાંથી ને ઘૂંઘટમાંથી મહેન્દ્ર તરફ એક કોપયુક્ત કટાક્ષ કર્યું.

બિહારીએ પૂછ્યુ: "કંઈ 'વિષવૃક્ષ[1]' જેવું તો નથી ને?"

મહેન્દ્રે કહ્યું: "કઇ તેવુંજ છે. ચુની હવે તેને કાઢવાની ખટપટમાં પડી છે."

પુનઃ આશાએ એક કટાક્ષપાત કર્યો.

બિહારી બોલ્યો: "વિદાય કરવાથી શું વળશે ? શુ તે પાછી નહિ આવી શકે ? એનું પુનર્લગ્ન કરો તો સહુ પચાત એની મેળે મટી જશે ! મને કદી કદી તેના સબંધી વિચાર આવે છે. તમારે ત્યાં તો હમેશ એને પડી રહેવું નજ પાલવે. તેમ એને જગલમાં પાછી મોકલવી એ પણ ઉચિત નથી."

અદ્યાપિ વિનોદિની કદિ મહેન્દ્રની દ્રષ્ટિએ પડી નહતી;[2] કેમકે તે કદિ મહેન્દ્ર આગળ પોતાનો ઘૂંઘટ ખોલતી નહિ. પણ બિહારીએ તેને સારી રીતે જોઇ હતી, અને તે સમજતો હતો કે એ સ્ત્રી જગલમાં પડી રહેવા લાયક નથી. પણ તે સાથે એને એમ પણ વિચાર આવતો કે મહેન્દ્રને ત્યાં રહેવાથી કદાચ કોઇક સમયે કંઇક અનર્થ પણ થવાનો સભવ ખરો. કારણ જે દીપક ગૃહમાં પ્રકાશ ફેલાવે છે તે કોઇ સમયે આગ લગાડી તેજ ગૃહને ભસ્મીભૂત પણ કરી શકે છે.

---

૧. બાબૂ બકિમચન્દ્રની એક સુપ્રસિદ્ધ નવલકથાનુ નામ.

૨. હિંદુઓમાં અને ખાસ બગાળામાં મોટા હિંદુ કુટુબમાં વહુઓ તરિકે રહેતી બાળાઓ, પુરૂષોની દૃષ્ટિએ ચઢી શકતી નથી. કાઠીઆવાડમાં લાજ કાઢવાનો રિવાજ છે

**બિહારીની આ** વાતપર **મહેન્દ્રે** તેનો ઘણો ઉપહાસ કર્યો. **બિહારીએ** તેનો ઘટતો પ્રત્યુત્તર દીધો. **બિહારી** સારી પેઠે સમજતો હતો કે એ સ્ત્રીની હાંસી કરવી કઠિન હતું.

**રાજલક્ષ્મીએ વિનોદિનીને** ચેતાવીને કહ્યું: "બેટા, વહુને બહુ વાર સુધી તારી પાસે ન બેસી રહેવા દે. તું તો ગામડા ગામની રહેનારી એક સાદી ભોળી બાઇ છો. તને આજકાલના છોકરાઓના રંગઢંગની ખબર નથી. તોપણ તું સમજુ છો, માટે જોઈ વિચારીને ચાલજે."

આ સર્વેનું પરિણામ એ આવ્યુ કે **વિનોદિની** આશાથી દૂર રહેવા લાગી. એક દિન **આશાને વિનોદિનીએ** કહ્યુ: "મારે ને તમારે હવે નહિ બને ! મારી સ્થિતિ શી છે, તે તમે જાણો છો ? હું જોઇ વિચારીને ન ચાલું તો કોણ જાણે ક્યારે શુએ બને ?"

**આશા** ઘણી અકળાઇ, તેણે આક્રંદ કર્યું; પણ **વિનોદિની** દૃઢ રહી. **આશાને** નિત્ય પોતાની વાત કરવાનુ વ્યસન પડયુ હતું. હવે તે કોની સમક્ષ કહે ? **આશાને વિનોદિની** સાથે વાતો કરવાની પ્રબળ ઇચ્છા થતી, પણ **વિનોદિની** તેનાથી દૂરની દૂરજ રહેવા લાગી.

પેલી તરફ **મહેન્દ્રનો** ભાવ પણ બદલાતો જણાયો. પ્રેમબંધન કંઇક શિથિલ થતું જણાયુ. હરઘડી સાથે ને સાથે બેસી રહેવામાં કંટાળો જણાવા લાગ્યો. પ્રથમ કદાચ **આશાથી** કોઈ કામ ન બનતું અથવા બગડી જતું તો **મહેન્દ્ર** હસતો. તેમાં પણ એને એક પ્રકારનો રસ પડતો હતો, પણ હવે વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ. હવે **આશાથી** કોઇ વસ્તુ બગડી જતી અથવા એને કાંઈ આવડતું નહિ, તો **મહેન્દ્રને** તે ઠીક લાગતું નહિ. હવે **આશાની** અજ્ઞાનતાને માટે તેને ક્રોધ ઉત્પન્ન થતો હતો; પણ તે કાંઈ બોલતો નહિ. પ્રકટપણે જો કે તે કંઈ કહેતો નહિ, તોપણ **આશાથી** ક્રોધ છૂપો રહેતો નહિ. મનમાં તે સર્વે સમજી જતી હતી.

---

## પરિચ્છેદ ૧૪.

### પ્રથમ પરિચય.

ઘણા ઉપાયો કર્યા છતાં પણ **વિનોદિનીએ આશાથી** દૂર રહેવાનો પોતાનો વિચાર તજ્યો નહિ. **આશાને** એક યુક્તિ સુઝી આવી. તેણે એક દિવસ તેને કહ્યું: "બ્હેન, તમે કેમ એમનાથી જ્યારે ને ત્યારે દૂરનાં દૂર નાસો છો ?"

**વિનોદિનીએ** સંક્ષિપ્તમાંજ કહ્યું: "શરમથી"

"પણ તમે થોડાંજ કોઈ ત્રાહિત છો ?" **આશાએ** કહ્યું

"સંસારમાં કોઈ આપણું સ્નેહી છેજ નહિ, પરંતુ ભાવનાથી અન્ય તરફ આપણને પ્રેમ ઉત્પન્ન થાય છે; અને ભાવનાનો જો અભાવ હોય તો આપણું સંબંધીજન પણ પરાયુ લાગે છે." **વિનોદિનીએ** ઉત્તર આપ્યો.

**આશાને** આનો કાંઈ ઉત્તર સુઝયો નહિ. એને લાગ્યુ કે તેનો પતિ **વિનોદિની** સાથે ઉચિત વર્તન રાખતો નહતો, **વિનોદિનીને** તે સંબંધી તરિકે ગણુતો નહતો. **વિનોદિની** પ્રત્યે એવો ભાવ રાખવો, તેના પર વિના કારણુ ક્રોધ કરવો, એ એક પ્રકારનો અન્યાય હતો, એમ **આશાને** વિચાર આવ્યો.

તે દિવસે રાત્રે **આશાએ મહેન્દ્રને** કહ્યું: "તમે મારી સખીથી કેમ અતડા રહો છો ? તેની સાથે વાતચિત પણ કેમ કરતા નથી ? તમારે મારી સખીનો પરિચય પાડવો જોઇએ."

"તું સાહસિક તો ખરી." **મહેન્દ્રે** સ્મિત કરતાં કહ્યું.

"કેમ, એમાં સાહસ શુ? થોડાજ કોઇનો ડર છે?" આશાએ નિર્દોષતાથી પૂછ્યુ.

"તારી સખીના રૂપનું જે વર્ણન તુ કરે છે તે ઉપરથી એના સબંધમાં આવવું કોઇ પ્રકારે ઇષ્ટ નથી."

આશાએ કહ્યું: "તે વિષે તમારે ભય ધરવાનું કશું પણ કારણ નથી. હું જોઇતી સંભાળ લઇશ, માટે તમે મશ્કરીની વાત જવા દો ને કહો કે તેની સાથે વાત કરશો કે નહિ?"

મહેન્દ્ર વિનોદિની સાથે પરિચયમાં આવવાની કાળજી નહોતો રાખતો એમ તો હતુંજ નહિ. હમણાં હમણાં તો તેના સમાગમમાં આવવાને તે આતુર થઇ રહ્યો હતો; પણ તેના હૃદયના એ ભાવના તેને ઉચિત લાગતી ન હતી.

ઉચિત શુ કે અનુચિત શુ એ વિષેની મહેન્દ્રની ભાવના અતિ તીવ્ર હતી; અને વળી તે ભાવના સામાન્ય રીતે અન્ય લોકોમા જણાતી ભાવના કરતાં કંઇક વિચિત્ર પ્રકારનીજ હતી. પ્રથમ તો માતાનો સ્નેહ કમી ન થઈ જાય એ ભીતિથી તે લગ્ન કરવાજ નહોતો માગતો. પછી જ્યારે લગ્ન થયાં ત્યારે આશા પ્રત્યેના પોતાના સ્નેહમાં કંઈ ન્યુનતા ન જણાય, કાંઈ વિક્ષેપ ન પડે, તેની તે બહુ સંભાળ રાખતો; અને એ વિચારને લઈને કોઈ પણ અન્ય સ્ત્રીનો હૃદયમાં વિચાર પણ કરવો એ વસ્તુને તે પાપ ગણતો. એને એક પ્રકારનો એવો ગર્વ હતો કે હું શુદ્ધ અને દૃઢ પ્રેમી છું. અને એવા વિચારથી તે બિહારી સિવાય અન્ય કોઇની સાથે ગાઢ પરિચયમાં આવતો નહિ. કદિ કોઈ એની પ્રશંસા કરતું તો તેની ઉપેક્ષા કરી બિહારી સમક્ષ તેની હાંસી કરતો.

તેથી જ્યારે આજકાલ કદિ કદિ તેનું મન આ અપરિચિત સ્ત્રી તરફ દોરાતું ત્યારે તે મનમાં ને મનમાં ઘણો લજ્જિત બનતો. તેને પોતાની જાત પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થતો; અને તેજ કારણે કેટલીક

વખતે ખીજવાઈ જઈ, વિનોદિનીને પોતાને ત્યાંથી વિદાય કરવા પોતાની મા સાથે ક્લેશકંકાસ કરતો.

મહેન્દ્રે કહ્યું: "એ વિષય પડતો મૂક. ચુની, મને તારી સખી સાથે વાત કરવાનો સમયજ ક્યાં છે? ઘણો સમય તો મારો અભ્યાસમાં જાય છે, અને બાકીનો સમય જ્યારે હું વિશ્રાંતિ લઉ છું ત્યારે તારી સાથે ગાળું છુ. તેની સાથે વાતચિત કરવા માટે સમય કાઢવો ક્યાંથી?"

આશાએ ઉત્તર આપ્યો: "તમારા અભ્યાસમાં વિક્ષેપ ન પડે તેવી રીતે આપણે વાતચિત કરીશુ. હું મારા સમયનો થોડોક ભોગ આપીશ. પછી કંઈ તમારે વાંધો "

મહેન્દ્રે ઉત્તરમાં કહ્યું: "તું તો તેમ કરે, પણ હું કરવા દઉ ત્યારે કેની?"

આશા વિનોદિની પ્રત્યે સ્નેહ રાખતી, પણ મહેન્દ્ર કહેતો કે "એથી તારા પતિ પ્રત્યેના પ્રેમમાં ન્યૂનતા જણાય છે." પોતે ગર્વથી કહેતો કે "મારા જેવો અનન્ય પ્રેમ તારો નથીજ."

પરન્તુ આશા એ વાતનો સ્વીકાર કરતી નહિ. એ વિષે તે તકરાર કરતી કરતી રોતી, પણ અંતે અલ્પજ્ઞ હોવાથી તર્કમાં હારી જતી. આજ પણ અંતે હાર પામીને આશાએ કહ્યું: "ભલે, તમે મારા કરતાં વધુ શુદ્ધ પ્રેમી છો; છતાં પણ આજ તો મારી ખાતર પણ એક વાર વિનોદિની સાથે બોલો ખરા."

આશા સમક્ષ પોતાના પ્રેમની દૃઢતા અને શ્રેષ્ઠતા પ્રતિપાદન કરીને મહેન્દ્રે વિનોદિની સાથે વાત કરવાનું સ્વીકાર્યું; પણ એટલી શર્ત કરી કે હરહમેશ તે પ્રમાણે બની શકશે નહિ.

બીજે દિવસે બપોરના વિનોદિની સુતી હતી ત્યાં જઈ આશા તેના ગળામાં હાથ નાંખી તેને વળગી પડી. વિનોદિનીએ કહ્યું:

"અરે, આજ આ શું આશ્ચર્ય? ચકોરી[1] આજે ચદ્રને છોડી મેઘ સમિપ ક્યાંથી?"

**આશા** બોલી: "બ્હેન, તમારી માફક મને કવિતા નથી આવડતી તો પછી શા માટે ઉકરડે મોતી વેરો છો? તમારી વાતનો યોગ્ય ઉત્તર આપી શકે તેની પાસે શા માટે નથી આવતાં?"

**વિનોદિની**એ પ્રશ્ન કર્યો: "એવું રસિક તે વળી કોણ છે?"

**આશા**: "તમારા દીયર! ખરેખર, હું મશ્કરી નથી કરતી. તમારી સાથે વાતચીત કરવા તેમણે મને કેટલીએ વાર કહ્યું છે."

ચતુર **વિનોદિની** પોતાના મનમાં સમજી ગઇ કે **આશા**ના આગ્રહથી **મહેન્દ્ર** પોતાને મળવા માગતો હતો.

તેણે મનમાં ને મનમાં કહ્યું: "હું ક્યાં બોલાવતાની સાથે દોડી જાઉં એવી છું?"

**વિનોદિની** કોઇ પ્રકારે **મહેન્દ્ર**ને મળવા તયાર થઇ નહિ. **આશા**ને પોતાના પતિસમક્ષ ઘણું શરમાવું પડ્યું.

**મહેન્દ્ર**ને પણ પોતાના મનમાં ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. તે બોલ્યો: "મને મળવા માટે અભાવ? મારી પણ અન્ય પુરુષોની સમાન તે ગણના કરે છે કે શું? મારે સ્થળે અન્ય કોઇ હોત તો કોઇ ને કોઇ પ્રકારે પણ એને જોઇ લેત, અને ગમે તે રીતે પણ વાતનો પ્રસંગ પાડત; પરન્તુ હું કોઇ પણ એવી ચેષ્ટાથી દૂરજ રહ્યો તે ઉપરથી પણ એણે મારી પરીક્ષા ન કરી? એણે જો સ્હેજ પણ વિચાર કર્યો હોત તો જણાત કે મારામાં ને અન્ય જનોમાં કેટલો ફેર છે?"

---

૧. ચકોરી પક્ષી હમેશાં ચંદ્રિકામાંજ રહેહું પસંદ કરે છે એમ કહેવાય છે. આવીજ રીતે ચાતક નામનું પક્ષી મેઘનું પ્યાસી હોય છે એમ કહેવાય છે.

આશાએ મહેન્દ્રને મળવા વિનોદિનીને કહ્યું, તે પહેલાં વિનોદિની પોતાના મનમાં વિચાર કરતી હતી કે "આટલા સમયથી હું ઘરમાં રહું છું પણ મહેન્દ્રે એક વાર પણ મારી તરફ દૃષ્ટિ સરખી કરી નથી. જે વખતે કોઈની પાસે હું બેસું છુ તે વખતે કાંઇ ને કાંઈ મિષ કાઢીને પણ ત્યાં તે આવતા નથી. આવી ઉદાસીનતા! આવી નિષ્કાળજી! હું શું કોઇ જડ પદાર્થ છું? માણસ નથી? શું હું સ્ત્રી નથી? અરે, એક વાર જો મારો પ્રસંગ પડે તો એને જણાય કે ચુનીમાં અને મારામાં કેટલો તફાવત છે!"

આશાએ પોતાના પતિને કહ્યું: "તમે જાણે કોલેજ ગયા છો એમ કહી મારી સખીને હું આપણા ખડમાં લઈ આવું; અને તમે પછી અચાનક પછવાડેથી દાખલ થજો. તેમ કર્યા વિના એનો મદ નહિ ઉતરે."

"પણ એવો તે તેનો શો અપરાધ થયો છે ક એવો પ્રપંચ રચવાની જરૂર પડે છે?" મહેન્દ્રે પ્રશ્ન કર્યો.

"અપરાધ તો કંઈ નથી પણ મને તેના ઉપર ઘણીજ રીસ ચડી છે. તમને મળવાને પણ ના કહે છે, એવું અભિમાન તે શા માટે રાખે છે? એક વાર તેનું અભિમાન ઉતારૂં તે સિવાય મને જપ નહિ વળે."

મહેન્દ્રે ઉત્તર આપ્યો: "હું કંઈ તારી સખીને મળવા માટે એટલો બધો આતુર નથી. તેથી આ યોજનાને હું સંમતિ આપી શકતો નથી."

આશાએ મહેન્દ્રનો હાથ પોતાના હાથમાં લઈ વિનીત ભાવે કહ્યું: "પણ એક વાર મારી ખાતર તમારે તેમ કરવું પડશે. મારે તો માત્ર એક વાર તેનો ગર્વ તોડવો છે. પછી તમારે ફાવે તેમ વર્તજો."

મહેન્દ્ર મૌન ધરી રહ્યો. આશાએ પુનઃ એક વાર આગ્રહ કર્યો. મહેન્દ્રની ઉત્સુકતાએ તેના ચિત્તને ડગાવ્યું. તે નિસ્પૃહી વૃત્તિનું ડોળ

રાખી, અંતે **આશા**ની ઇચ્છા પ્રમાણે વર્તવા કબુલ થયો.

મધ્યાહ્નના બેને સુમારે **મહેન્દ્ર**ના શયનખંડમાં **વિનોદિની** અને **આશા** બેઠાં હતાં. **આશા** ઊનનો ગલેબંધ ગુંથતી હતી અને **વિનોદિની** તેને તેનાથી થતી ભૂલો બતાવી સુધારતી હતી. **આશા**નું ચિત્ત સ્થિર નહોતું. તેનું ધ્યાન ગલેબંધમાં નહિ પણ કંઈ અન્ય વિષયપરત્વેજ ચોંટેલુ હતું. વચ્ચે વચ્ચે વારંવાર તે દ્વાર તરફ દૃષ્ટિપાત કરતી હતી. તેની આ ચિત્તશૂન્યતાને પરિણામે તેણે આરંભેલા ગલેબંધમાં અનેક ભૂલો પડતી હતી. વિનોદિનીની ખાત્રી થઈ કે **આશા**થી કદિ પણ ગલેબંધ ગુંથાવાનો નથી.

અંતે **વિનોદિની** કંટાળી ગઈ અને **આશા**ના હાથમાંથી ગલેબંધ ખુચવી લઈ બોલી: " રહેવા દો ! એ તમારાથી નહિ થાય. હુ જાઉ છું. મારે હજુ બીજાં કામો કરવા બાકી છે. "

"જરા વાર બેસો." **આશા**એ કહ્યું: " હું એક વાર ફરીથી ગુથી જોઉં. હવે ભૂલ નહિ પડે. " એમ કહી તે પાછી ગુથવા લાગી.

દરમ્યાન **મહેન્દ્ર** આસ્તે રહીને **વિનોદિની**ની પછવાડે આવીને ગુપચુપ ઉભો રહ્યો. **આશા** માથું નીચું રાખી મનમાં ને મનમાં હસવા લાગી. **વિનોદિની**એ તરત પૂછ્યુ: " હસવા કેમ માંડ્યું ? "

આ પ્રશ્નની સાથેજ **આશા**એ ઘણાએ યત્ન કર્યા છતાં પણ તેનું હાસ્ય દાબી શકાયુ નહિ. ગલપટ્ટો **વિનોદિની**ના અંગ ઉપર ફેંકીને તે બોલી: " તમારૂ કહેવું સાચુ છે. બ્હેન, મારાથી આ કામ નહિજ બને. " એટલું બોલી **આશા** વિનોદિનીને ગળે વળગી પડીને પુનઃ પુષ્કળ હસવા લાગી.

**વિનોદિની** પ્રથમથીજ કંઈક સમજી તો ગઈજ હતી. **આશા**ની ચંચળતા અને તેના મુખ ઉપરના ભાવ જોતાંજ તેને લાગ્યું હતું કે આજ તેને છેતરવાને કાંઈ પ્રપચ રચાયો હતો. **મહેન્દ્ર** ચૂપકીદી ધારણ

કરીને પાછળ આવીને ઉભો હતો, તે પણ વિનોદિનીથી અજાણ્યું નહતું. તે જાણીનેજ સરળ ભાવ ધારણ કરીને **આ**શાના ફેલમાં ફસી હતી.

**મહેન્દ્ર** જાણે ઓરડામા પ્રવેશ કરતો હોય તેમ બહાર આવ્યો અને પૂછવા લાગ્યો: "આટલા બધા હાસ્યનું એવું તે શુ કારણ છે તે તો કહે, ચુની."

**વિનોદિની** જાણે ચોંકી હોય એવો ભાવ ધારણ કરી લુગડું માથે બરોબર ઓઢી ઉઠી, ને જવા તૈયાર થઈ; પણ **આશાએ** તેનો હાથ પકડી રોકી રાખી.

**મહેન્દ્રે** હસતા હસતાં કહ્યું: "લ્યો, એમ હોય તો તમે બેસો, હું જઈશ."

**આશા**: "ના, ના, એ તો અમસ્તાં જવાનો ડોળ કરે છે."

**વિનોદિનીએ** અન્ય સાધારણ સ્ત્રીઓની પેઠે પુનઃ જવાનો આગ્રહ કે યત્ન કર્યો નહિ. જેમ બેઠી હતી તેમજ તે બેસી રહી.

**આશાએ** કહ્યું: "એમની તમારે શરમ રાખવી ન જોઇએ."

**વિનોદિનીએ** મહેન્દ્ર તરફ દૃષ્ટિક્ષેપ કરતાં કહ્યું: "તમારી બેસાડવાની ઇચ્છા છે તો હું બેસું છું, પણ પછી મનમાં ને મનમાં મને શાપ ન આપશો."

**મહેન્દ્રે** ઉત્તર આપ્યો: "એવો શાપ તો અવશ્ય દઈશ કે ઘણી વાર સુધી અત્રેથી ચાલ્યાં જવાની તમારા પગમાં શક્તિ ન આવે!"

**વિનોદિનીએ** કહ્યું: "તે વિષે મને મુદ્દલે ડર નથી; કારણ, આપનો વિલંબ બહુ બહુ તો ચાર પાંચ મિનિટનો હશે ને તે તો હું ધારૂં છું કે થઈ પણ ગયો હશે."

**એટલું કહી વળી વિનોદિની** જવા તૈયાર થઈ. **આશાએ** તેનો **હાથ પકડી કહ્યું**: "તમને મારા સોગંદ છે, જો ન બેસો તો!"

---

## પરિચ્છેદ ૧૫.

### પરિચયવૃદ્ધિ.

**મહેન્દ્ર** અને **આશા** જ્યારે એકલાં પડયાં ત્યારે **આશાએ** પ્રશ્ન કર્યો: "સાચું કહો, મારી સખી ચોખેરવાલી વિષે તમે શો મત બાંધ્યો?"

**મહેન્દ્રે** ટુંકમાં પતાવ્યું: "કાંઈ ખાસ ખરાબ નહિ—"

**આશાએ** કહ્યું, "તમે કોઇને વિષે સારૂં બોલતાજ નથી. તમને કોઈ પ્રસન્નજ નથી કરી શકતું."

**મહેન્દ્ર**: "માત્ર એક જણ સિવાય—"

**આશા**: "ઠીક, તમે જરા તેના વિશેષ સહવાસમાં આવો પછી જોઇશું કે તમે તમારો અભિપ્રાય ફેરવો છો કે નહિ."

"તેના વિશેષ પરિચયમાં," **મહેન્દ્ર** બોલ્યો: "એટલે તું શુ એમ કહેવા માગે છે કે આજની પેઠે નિત્યક્રમ ચાલુ રાખવો!"

"એક સમય પડેલા પ્રસગને લઈને તમારે તે અવશ્ય ચાલુ તો રાખવોજ પડશે." **આશાએ** કહ્યું: "મારી સખી તમારે વિષે શું ધારશે? જો હવે પણ તમે તેનાથી અલગ રહેશો તો તમે તો ખરે કોઈ વિચિત્ર માણસજ છો એમ તે કહેશે. તમારે બદલે જો કોઈ પંચુ બીજો માણસ હોય તો તે આવી ભલી બાઈ સાથે ઓળખાણ કરવા કેટલાંયે ફાંફાં મારે, અને તમે તો કોણુ જાણે કોઈ ભારે કસોટીમાં ઉતરવું પડતું હોય તેમ વાતો કરો છો."

અન્ય મનુષ્યો કરતાં પોતાનામાં કંઈ વિશેષતા છે એ સાંભળી **મહેન્દ્રનું** મન અતિ પ્રફુલ થયું. તેણે કહ્યું: "ભલે તેમ હોય પણ તેમાં વ્યર્થ વ્યાકુળતા શી? તારી સખીને અત્રેથી જવાની કોઈ પ્રકારની

ઉતાવળ જણાતી નથી, તેમ મારે પણ કોઈ એવું સ્થાન નથી કે જ્યાં હું ભરાઈ બેસું. તેથી હું ધારૂં છું કે અનેક પ્રસંગો એવા ઉપસ્થિત થશે કે જ્યારે અમારે અન્યોન્યના પ્રસગમાં આવવું પડશે; અને ત્યારે મારે સભ્યતાથી વર્તવું પડશે તે તો, હું ધારૂં છું કે મને જ્ઞાત છેજ."

મહેન્દ્ર પોતાના મનમાં નક્કી એમ માનતો હતો કે કોઈને કોઈ બ્હાને પણ વિનોદિની પુનઃ તેના પ્રસગમાં આવવા યત્ન કરશે, પણ તેમાં એણે સજ્જડ થાપ ખાધી. વિનોદિની એના ખંડમાં પુનઃ આવતી નહિ, એટલુંજ નહિ પણ કદિ તેની દૃષ્ટિએ પણ પડતી નહિ!

રખેને પોતાની ઉત્સુકતાથી પોતાને વિષે કાંઈને કાંઈ વ્હેમ ઉત્પન્ન થાય એવી ભીતિથી પ્રથમ તો આશા સમક્ષ વિનોદિનીનું નામ લેવાનું પણ મહેન્દ્રે માંડી વાળ્યું. વિનોદિનીની મૈત્રિ કરવાને તેના હૃદયમાં જે સ્વાભાવિક વેગ પ્રથમ ઉત્પન્ન થયો હતો તેને દાબવા અને છૂપાવવાને માટે તેને જે ચાલુ પ્રયાસો કરવા પડતા હતા, તેથી તેનો એ વેગ ઘટવાને બદલે સામો વિશેષ પ્રબળ બન્યો. અને તે પ્રબળતામાં વિનોદિનીની નિસ્પૃહતાથી અધિક ઉમેરો થયો.

બીજેજ દિવસે મહેન્દ્રે પ્રસન્નતાથી પૂછ્યુ: "ચુની, તારી સખીએ આ સેવકને માટે પણ તને કંઈ કહ્યું હશે ને ?"

મહેન્દ્ર ધારતો હતો કે એ વિષયમાં આશા તરફથી ઘણું રસિલું વર્ણન સાંભળવાનું મળશે; પણ તેની એ આશા વ્યર્થ ગઈ. તે હવે વધુ વખત પોતાના મનોભાવને રોકી શક્યો નહિ.

મહેન્દ્રના પ્રશ્ને આશાની સ્થિતિ કફોડી કરી. વિનોદિની એને મોઢે એ વિષે કંઈ પણ બોલી ન હતી. આશાને આથી પોતાની સખી પ્રત્યે ઘણો રાગ ઉત્પન્ન થયો.

આશા બોલી: "જરા ધીરજ ધરશો તો સહુ આપોઆપ જણાશે. એની સાથે બે ચાર દિવસ વાત થતાં એ પોતેજ જે હશે

તે કહી દેશે. હજુ તો માત્ર કાલેજ તમે પ્રથમ મળ્યા, અને ભાગ્યે બે ચાર શબ્દો એક બીજા સાથે બોલ્યાં હશો."

મહેન્દ્ર ઘણોજ નિરાશ થયો. વિનોદિની વિષે નિસ્પૃહતા બતાવવી તેને માટે વધુ ને વધુ અસહ્ય થઈ પડી.

આશાના ભાષણને અંતે, બિહારીએ તેઓ બેઠાં હતાં ત્યાં પ્રવેશ કર્યો અને પૂછ્યુ: "કેમ, આજે વળી શો પ્રસગ ચાલી રહ્યો છે?"

મહેન્દ્ર: "જોની ભાઈ, કુમુદિની કે પ્રમોદિની, કોણ જાણે શું નામ છે, તેની સાથે તારી ભાભીને મૈત્રી થઈ છે અને માંહોમાંહે એક બીજાને સબોધવાને માટે "કેશકલાપ" "માછલીનુ હાડકું" એવા એવાં લાડનાં નામ રાખ્યા છે. તારી ભાભી કહે છે કે મારે પણ તેની મિત્રતા બાંધવી અને "બીડીની રાખ" અથવા "દીવાસળીનું બાકસ" એવું કંઈક નામ પાડવુ. આ બાબત, વિચિત્ર નહિ તો બીજુ શુ?"

આશાના ઘૂંઘટમાં મોટા કલહ માટે વાદળ એકઠાં થવા લાગ્યાં હતાં. મહેન્દ્રને વધુ બોલતો અટકાવવા તે કંઈક કહેવા જતી હતી એટલામાં બિહારીએ મહેન્દ્ર તરફ નજર ફેરવી કહ્યું: "ભાભી, ચિહ્ન કાંઈ સારાં જણાતાં નથી! એ આપણી આંખમાં ધૂળ નાંખવા માગે છે! તમારી 'ચોખેર વાલી'ને મેં જોઈ છે, અને તે ઉપરથી હુ એટલુ તો કહી શકુ છું કે, મને જો વારંવાર તેની સાથે મેળાપ થાય તો હું તેમાં મારૂં દુર્ભાગ્ય ન સમજું. મોટાભાઈ આ બાબતમાં આટલી બધી નિસ્પૃહા બતાવે છે એ સશયાત્મક નહિ તો વળી બીજુ શુ?"

મહેન્દ્ર અને બિહારીની અભિરૂચિનો અંતર આશા આજ વિશેષ પ્રમાણમાં જોઈ શકી.

એકાએક મહેન્દ્રને ફોટોગ્રાફી શીખવાનો વિચાર સ્ફુર્યો. પ્રથમ એક વાર એણે તે કલા શીખવા માંડી અધવચ છોડી દીધી હતી. એક વાર પુનઃ 'કેમેરા'ને સ્વચ્છ કરી, કેટલાંક એ કાર્યમાં આવશ્યક એવાં રસાયણો

ખરીદી, ફરી તેણે તે કાર્ય આરંભ્યું. ઘરના નોકર ચાકરો પણ એના એ કાર્યમાં સહાયરૂપ થઈ પડયા. તેમની પ્રતિમાઓ લેવામાં આવી.

**આશાએ** એક દિવસ હઠ કરી: " તમારે મારી સખીની પણ એક તસવીર ઉતારવી પડશે. "

**મહેન્દ્રે** સંક્ષિપ્તમાંજ કહ્યું: " ભલે. "

**વિનોદિનીએ** તેથી પણ સંક્ષિપ્તમાજ જણાવ્યુ: " ના. "

પુનઃ એક વાર **આશાએ** એક જાળ પાથરી. અને આ વેળાએ પ્રથમથીજ **વિનોદિની** બધી રચના કળી ગઈ હતી.

યુક્તિ એવા પ્રકારની કરવામા આવી કે **આશાએ વિનોદિનીને** સમજાવીને પોતાના ખંડમાં સુવાડવી અને **મહેન્દ્રે** તેની તેજ સ્થિતિમાં તસવીર લઈ લેવી. આથી કોઈનું પણ કહ્યું ન માનનારી સખીનો નાદ જરૂર ઉતરશે એમ **આશાએ** માન્યુ.

આશ્ચર્યજનક બિના તો એ બની કે **વિનોદિની** કે જેને દિવસના કદી પણ સમય સુવાનો અભ્યાસ ન હતો તેને તે દિવસે ગાઢ નિદ્રા આવી ગઈ!

પોતાનાં કાંઠ વિનાનાં ધોળા લુગડાં[1] ઉપર એક ભુરી શાલ ઓઢી, બારણાં તરફ મોં રાખી એવી ઢબે તે સુતી હતી કે તે જોઈને **મહેન્દ્રે આશાને** ધીમેથી કહ્યું: " એ જાણે તસવીર ઉતરાવવાજ ખાસ ન સુતી હોય તે પ્રમાણે સુતી છે! "

**મહેન્દ્રે** કેમેરા તૈયાર કર્યો. કઈ બાજુથી તસવીર ઉતારવી ઠીક પડશે તે જોવા **મહેન્દ્રે** ચારે તરફ **વિનોદિનીના** અંગ ઉપર દૃષ્ટિ કરી; એટલુંજ નહિ પણ કળાના આદર્શને માટે તેને તેના માથા નજદીક

---

૧. બંગાળામાં અને આપણા દેશમા પણ વિધવાઓને સાદા, કોર વિનાના ધોળા લુગડાં પહેરવાનો રિવાજ હોય છે. લાલ રંગનું કપડું તેઓ નથી પહેરી શકતી.

ચૂપચાપ જઈને ગમે તેમ વિખરાઈ ગયેલા તેના વાળને ઠીકઠાક કર્યા. એક ઢબ ઠીક નહિ લાગવાથી વળી તેને જુદી ઢબે તેણે રાખ્યા. મહેન્દ્રે આશાને કાનમાં કહ્યું: "પગ પાસેનો શાલનો છેડો જરા ડાબી બાજુએ નીચે દબાવી દે."

અનાડી આશાએ કહ્યું: "મને એમાં સમજ નહિ પડે. હું એમ કરવા જઈશ તો એ જાગી ઉઠશે, માટે તમેજ જોઈએ તેમ કરો."

મહેન્દ્રને તે પણ કરવું પડયુ.

અંતે જેવી તસવીર લેવાને માટે મહેન્દ્રે પ્લેટ મુકી કે વિનોદિની કેમ જાણે પ્લેટ મૂકવાના અવાજથીજ જાગૃત થઈ ન હોય તેમ ઉઠીને બેઠી થઈ. આશા પુષ્કળ હસવા લાગી. વિનોદિની અતિ ક્રોધિત સ્વરે બોલી: "આ ઘણુંજ અયોગ્ય કહેવાય હો!"

એટલું કહેતાં તો તેના નેત્રમાંથી જાણે અગ્નિ વરસવા લાગ્યો. "અયોગ્ય થયું છે એમાં તો ખોટું નથી. ચોરી પણ કરી છે. હવે ચોરીનો માલ જો નથી મળતો તો આલોક અને પરલોક બન્ને બગડે છે, માટે હવે તો એની પૂર્ણતાજ થવા દો. પછી તમને યોગ્ય લાગે તે દંડ કરજો." મહેન્દ્રે કહ્યું.

આશા પણ વિનોદિનીને આગ્રહ કરવા લાગી. તસવીર લેવાઈ પણ તે બરાબર ન આવી. તેથી બીજે દિવસે એક બીજી નકલ ઉતારવામાં આવી. પછી વળી એવી સૂચના થઈ કે તેઓના પરસ્પરના સ્નેહના સંભારણા ખાતર બન્ને સખીઓએ સાથે બેસીને એક તસવીર પડાવવી. વિનોદિનીથી એ વાતનો અસ્વીકાર થઈ શક્યો નહિ. પણ તેણે એટલું કહ્યું કે, "હવે આ તો છેલ્લીજ."

મહેન્દ્રે જાણી જોઈને તે બગાડી નાંખી. વળી એક વધુ લેવાઇ. એ પ્રકારે તસવીર લેતાં વાતચીતનો પ્રસગ વધ્યો ને તેમ થતાં અન્યોન્યનો પરિચય પણ વૃદ્ધિંગત થયો.

---

## પરિચ્છેદ ૧૬.

### મહેન્દ્રનું 'મસ્તકશૂળ!'

ભસ્મથી ઢંકાઈ ગયેલો અગ્નિ સકોરતાં પુનઃ સળગી ઉઠે છે. **મહેન્દ્ર** અને **આશા**નો નવીન પ્રેમોત્સાહ નષ્ટ થવા માંડયો હતો, તે **વિનોદિ-નીના** સંસર્ગથી પુનઃ પ્રકટી ઉઠયો.

**આશા**માં હાસ્યવિનોદ ચેષ્ટાનો અભાવ હતો, **વિનોદિની** પાસે તેનો અખૂટ ભડાર હતો. **આશા**ને **વિનોદિની** ઉપર પ્રીતિ ઉત્પન્ન થવાનું એક કારણ એજ હતું. **વિનોદિની**ને **આશા**એ પોતાના આનંદનું આશ્રયસ્થાન બનાવ્યું. **મહેન્દ્ર**ને પ્રસન્ન રાખવામાં હવે તેને વિશેષ પરિશ્રમ કરવો પડતો ન હતો.

પ્રારંભથીજ **મહેન્દ્ર** અને **આશા**એ પોતાના પ્રેમનું કોઈ ધોરણજ નહોતું રાખ્યુ. પ્રેમસંગીતમા વિષાદનો સચાર થયો હતો, એટલે તે નિત્યના જીવનવ્યવહારમાં કેમ ટકી શકે? નીશો કર્યા બાદ વચ્ચે મદતા જણાતાં ફરીને નીશાની આવસ્યકતા જણાય તો તે નીશો **આશા** ક્યાંથી પૂરો પાડે? એવા પ્રસગમાં **વિનોદિની**એ **આશા**ના હાથમાં નવીન રંગનો પ્યાલો ભરી આપ્યો. **આશા** પોતાના સ્વામિને પ્રસન્ન અને પ્રફુલ્લિત જોઇ નિશ્ચિન્ત બની.

**આશા**ને હવે કોઈ પ્રકારની ચિંતા રહિ નહિ. જ્યારે જ્યારે **મહેન્દ્ર** અને **વિનોદિની** પરસ્પર હાસ્યવિનોદ કરતાં ત્યારે તે અતિ આનંદ અને નિર્દોષતાથી તેમાં ભાગ લેતી અને તેમની સાથે હસવા લાગતી. પત્તાં રમતાં કદિ જો **મહેન્દ્ર** **આશા** સાથે છેતરપીડી કરવા જતો તો

આશા વિનોદિનીનો આશ્રય લેતી. મહેન્દ્ર જો કદિ તેનું ઉપહાસ્ય કરતો કિંવા તેને કંઈ કટુ વચન સંભળાવતો તો તે વિનોદિની તરફ દષ્ટિપાત કરી કહેતી કે: “ મારી સખી એનો યોગ્ય પ્રત્યુત્તર આપશે.”

પણ આ સર્વ ધાંધલમાં સામેલ રહેવા છતાં પણ વિનોદિની પોતાના નિત્યના કાર્યક્રમમાં વિક્ષેપ પડવા દેતી નહિ. રસોઈ કરવી, ગૃહકાર્ય સંભાળવું, રાજલક્ષ્મીની તાબેદારીમાં ફરક ન પડવા દેવો, વગેરે કાર્ય તરફ આવશ્યક લક્ષ આપ્યા બાદજ તે રગરાગમાં ભાગ લેતી.

મહેન્દ્ર કોઈકિ સમય અધીરો બની કહેતો: “ આમ નોકરોને કામ નહિ કરવા દેવાથી તમે તેમને આળસુ બનાવી મૂકશો. ”

વિનોદિની ઉત્તર આપતી: “ હું પોતે કંઈ ન કરૂ ને આળસુ બનુ તે કરતાં એ સારૂં. તમે પણ કૉલેજ જાઓ તો ઠીક. ”

મહેન્દ્ર કહેતો: “ આજ તો વર્ષાદ ઝઝુમી રહ્યો છે. ’

વિનોદિની: “ ના, તેમ ન થાય, તમારી ગાડી તૈયાર છે. તમારે કૉલેજ જવું એ ઉચિત છે.”

મહેન્દ્ર: “ મે તો ગાડીવાનને ગાડી લાવવાની મના કરી હતી ' ”

“ પણ મે તેને લાવવા કહ્યું હતું. ” એટલુ કહી વિનોદિની મહેન્દ્રનાં કપડાં વગેરે લાવી તેની સન્મુખ મૂકતી.

મહેન્દ્ર કહેતો: “ તમારે તો કોઈ ક્ષત્રિકુળમાં જન્મ લેવો હતો. તમે જો ક્ષત્રિયાણી હોત તો યુદ્ધયાત્રાને સમયે સ્વહસ્તે તમારા સ્વામિને કવચ ધારણ કરાવત. ”

મોજની ખાતર કૉલેજમાંથી ગેરહાજર રહેવું અને પોતાનુ કર્તવ્ય ભૂલવું એ કામ, વિનોદિનીની આ પ્રકારની હઠથી મહેન્દ્રથી હવે બની શક્યુ નહિ. વિનોદિનીની કઠોર આજ્ઞાથી દિવસનો રગરાગ માંડી વળાયો. સાયકાળે સાથે બેસી આનદનો ઉપયોગ કરવો એમ ઠર્યુ. આખો દિવસ કૉલેજમાં કાર્યમાં ગુંથાઈ રહેવાથી સાયંકાળનો આનંદ—વિશ્રામ મહેન્દ્રને

અતિ સુખદ લાગ્યો. સૂર્ય ક્યારે અસ્તાચળગામી થાય તેનીજ પ્રતીક્ષા મહેન્દ્ર નિત્ય કર્યા કરતો.

પ્રથમ તો રસોઈ વખતસર તૈયાર થતી ન હોવાનુ મિષ કાઢી મહેન્દ્ર કૉલેજ જવાનું માંડી વાળતો, પણ હવે તો વિનોદિની તેને વખતસર જમાડી, તૈયાર કરતી અને જમ્યા બાદ ગાડી તૈયાર હોવાનું મહેન્દ્રને કહાવી મોકલતી. પ્રથમ એવું બનતું કે કિયાં કપડાં ક્યાં છે તેનીજ ખબર ન રહેતી; પણ હવે તો સર્વ કપડાં કબાટમાં ઠીકઠાક ગોઠવેલાં નજરે પડતાં હતાં. પ્રથમ આવી અવ્યવસ્થાને માટે મહેન્દ્ર સમક્ષ આશાની હાંસી થતી; મહેન્દ્ર પણ આશાની બિનઆવડત માટે હસતો; પરંતુ હવે જ્યારે સખીભાવને લઇને વિનોદિનીએ આશાનુ સર્વ કામ પોતે હાથમાં લીધું, ત્યારે પ્રત્યેક કાર્યમાં સુધારો થતો ગયો.

મહેન્દ્રના કોટનું બટન તુટી ગયુ હોય તો આશા તુર્તજ તે સાંધતી નહિ, પણ વિનોદિની તેવે સમયે સત્વર બોરીયુ ટાંપી આપી આશાને ચિંતામુક્ત કરતી. એક દિવસ મહેન્દ્રની પીરસેલી થાળીમાં બિલાડીએ મ્હોં ઘાલ્યુ. આશા આકુળવ્યાકુળ થઈ ગઈ. વિનોદિનીએ તરતજ રસોડામાં જઈ ચુલો સળગાવ્યો અને થોડીજ વારમા બીજી રસોઈ તૈયાર કરી. આશા અનેક વેળા વિનોદિનીની આવી ચમત્કારિક સ્ફુર્તિ જોઈ આશ્ચર્યચકિત બની જતી.

આ પ્રમાણે મહેન્દ્રને પ્રત્યેક વસ્તુ, ખાનપાન, કપડાલત્તા એ સર્વમાં વિનોદિનીના નૈપુણ્યનો અનુભવ થવા લાગ્યો. વિનોદિનીએ મુખમલ ઉપર ઊનથી ભરીને તૈયાર કરેલા જોડા પણ તેના પગમાં દીપતા હતા. વિનોદિનીએ ગુથેલો ગલપટ્ટો તેના ગળામાં લિપટાયલો જણાતો હતો. આશા પણ વિનોદિનીના ચાતુર્યથી સુદર રીતે શૃગાર સજી, મહેન્દ્રની સેવામાં હાજર રહેતી. ગગાયમુનાના સંગમપેરે આશા અને વિનોદિનીનુ મીલન થયુ હતું; અને આશા નિત્ય રાત્રે મહેન્દ્ર

સમક્ષ અવનવા શૃંગારમાં રજુ થતી હતી.

હવે **બિહારી**નો પ્રથમ પ્રમાણે આદર થતો નહતો. કોઈ એનો ભાવ પૂછતું નહતું. એક દિવસ **બિહારી**એ **મહેન્દ્ર** ઉપર પત્ર મોકલ્યો કે, " કાલે રવિવાર છે બપોરના હું આવીશ, અને માતુશ્રીના હાથની રસોઈ જમીશ. "

**મહેન્દ્ર**ને લાગ્યુ કે **બિહારી**ના આવ્યાથી રવિવારનો દિવસ ધૂળમાં મળશે. તેણે પત્રના ઉત્તરમાં લખી મોકલ્યુ કે, " કાલે એક અગત્યના કાર્ય પ્રસંગે હું બહાર ગામ જનાર છું. "

**મહેન્દ્રે** એવું ધાર્યું હતું કે મારી ગેરહાજરીને લીધે **બિહારી** આવશે નહિ. પરન્તુ એનો આવો ઉત્તર છતાં પણ **બિહારી** તો પોતાના લખ્યા પ્રમાણે બીજે દિવસે આવીને ઉભો રહ્યો. નોકરને તેણે પૂછ્યું તો જણાયુ કે **મહેન્દ્ર** ઘરમાંજ છે, કોઈ સ્થળે ગયો નથી. **બિહારી** અંદર ગયો, દાદર ઉપર ચઢતાં, **મહેન્દ્ર**ને બુમ મારી, એકદમ તેના ઓરડામાં જઈ ઉભો રહ્યો. **મહેન્દ્ર** ઘણો છોભીલો પડી ગયો. તે "મસ્તકશૂળ"નુ મિષ કાઢી, આંખો મીચી તકીયાપર પડી રહ્યો. વેદનાના શબ્દ કાને પડતાં અને **મહેન્દ્ર**ની અસ્વસ્થતા જોતાં **આશા** ગભરાઈ ગઈ, અને હવે શું કરવું એવા પ્રશ્નભાવે **વિનોદિની** તરફ જોઈ રહી. **વિનોદિની** ક્યારનીએ સમજી ગઈ હતી કે દર્દ કેટલું અને કેવા પ્રકારનું છે. તેણે પુષ્કળ ધાંધલ મચાવી મૂકી. તેણે કહ્યું : " ઘણો સમય થયાં બેઠા છો, તેથી માથું દુઃખતું હશે. જરા સૂઈ જાઓ ! હું ગુલાબજળ-વાળો રૂમાલ તમારા માથા ઉપર મૂકું છું. "

**મહેન્દ્રે** કહ્યું : " રહેવા દો, રહેવા દો, એવી કંઈ જરૂર નથી. "

**વિનોદિની**એ માન્યુ નહિ. તે તરત ગુલાબજળમાં થોડોક બરફ નાખી લઈ આવી. તેણે ગુલાબજળમાં રૂમાલ બોળી **આશા**ને તે **મહેન્દ્ર**ના માથા ઉપર રાખવા કહ્યું.

મહેન્દ્ર વારંવાર ના કહેવા લાગ્યો.

બિહારી પોતાનું હાસ્ય રોકી રાખી મુગો મુગો આ સર્વ ખેલ જોઈ રહ્યો હતો.

મહેન્દ્ર ગર્વથી મનમાં વિચારવા લાગ્યો: 'અહાહા' બિહારીના દેખતાં મારી કેવી સુશ્રૂષા થાય છે!'

બિહારીની હાજરીમાં લજ્જાથી આશા રૂમાલને ઠીક મૂકી શકી નહિ. બે ત્રણ ટીપાં મહેન્દ્રની આંખમાં ગયાં, આથી તે બૂમ પાડી ઉઠયો. વિનોદિનીએ આશા પાસેથી રૂમાલ લઈ, તે યોગ્ય રીતે કપાળપર ગોઠવ્યો અને બીજું કપડું ભીનુ કરી કપાળપર નિચોવ્યુ. આશા પંખો ઢાળવા લાગી.

વિનોદિનીએ સ્નેહપૂર્ણ સ્વરે પૂછ્યુ: "હવે આરામ થાય છે ને, મહેન્દ્ર બાબુ ?"

આ પ્રમાણે મધુર સ્વરથી અમૃતવૃષ્ટિ કરતાં વિનોદિનીએ બિહારી પ્રતિ દૃષ્ટિ કરી. બિહારીના નેત્રમાં કૌતુકનું હાસ્ય ઝળકી રહ્યું હતું. તે સમજતો હતો કે મહેન્દ્ર એક પ્રકારનું નાટક ભજવી રહ્યો છે. વિનોદિનીએ જોયું કે બિહારીને છેતરવો કે ખોટી રીતે સમજાવવો એ સુલભ નહતું. કોઈ પણ પ્રકાર એના ધ્યાન બહાર નહતો.

બિહારીએ સ્મિત કરીને વિનોદિનીને કહ્યું: "મોટી ભાભી, આ પ્રકારની સેવાથી રોગ મટવાને બદલે સામો વધે છે."

વિનોદિની બોલી: "અમને સ્ત્રીઓને એ વાતમાં ક્યાંથી ગમ પડે ? તમારા વૈદ્યકશાસ્ત્રનાં પુસ્તકોમાં શું એવું લખ્યું છે કે ?"

બિહારીએ ઉત્તર દીધો: "ભલે કદાચ તેમાં એ પ્રમાણે ન હોય, પણ હું હાલ તો તેનું પ્રત્યક્ષ પરિણામ જોઈ રહ્યો છું ! આ સેવાપ્રકાર જોતાં મારા પોતાના અંગમાં પણ પીડા થઈ આવી છે; પણ અમારા

જેવા મદભાગીનાં દર્દો તો વિના દવાએજ દૂર થાય છે. મોટાભાઈ ઘણા, ભાગ્યશાળી છે."

વિનોદિનીએ ગુલાબજળનું પોતું લઈ લીધું અને કહ્યું: "હવે ત્યારે આની જરૂર નથી. મિત્રની દવા મિત્રજ કરશે."

સર્વ સ્થિતિ જોતાં બિહારી, મનમાં ને મનમાં ચીઢવાઈ ગયો. કેટલાક દિવસ થયાં એ અભ્યાસમાં એટલો બધો ગ્રસ્ત થઈ ગયો હતો કે એને મહેન્દ્ર, આશા, અને વિનોદિની વચ્ચે મચી રહેલા પ્રસંગની કંઈ માહિતી નહતી. આજે વિનોદિનીને એણે સંપૂર્ણપણે ઓળખી. વિનોદિનીએ બિહારીનો પણ કસ કાઢ્યો.

બિહારીએ તીવ્ર સ્વરે કહ્યું: "યથાર્થ કહ્યું. મિત્રની દવા અને મિત્રની સેવા મિત્રજ કરી શકે છે! મસ્તકશૂળનું ઉપસ્થિત કારણ હુંજ હતો. તે હું જવાથી નષ્ટ થશે. માટે વ્યર્થ ગુલાબજળનો વ્યય કરવાની આવશ્યકતા નથી."

આશા તરફ દૃષ્ટિ કરી તે બોલ્યો: "ઔષધોપચારથી રોગ સારો કરવા કરતાં રોગને ઉપસ્થિત થતો અટકાવવો એ સુલભ અને સુગમ છે, એ ધ્યાનમાં રાખજો."



## પરિચ્છેદ ૧૭.

### બિહારીનું સ્પષ્ટ કથન.

બિહારીને વિચાર આવ્યો કે હવે દૂર રહેવામાં ફળ નથી. ગમે તેમ પણ મારે એ લોકની વચ્ચે મારો માર્ગ કરવો પડશે. ભલે એ લોકો મને ન ચાહે પણ મારે એમનામાં દરમ્યાનગિરી કરવી એ આવશ્યક છે.

બિહારી કંઈ પણ આદરસત્કારની સ્પૃહા વિના મહેન્દ્રના ચક્રવ્યૂહમાં ભળ્યો. તેણે વિનોદિનીને કહ્યું: " જુઓ મોટી ભાભી, મહેન્દ્રભાઈને એની માતાએ લાડમાં બગાડયો છે, મિત્ર એની કાળજી રાખી નથી. એની સ્ત્રી પણ એને સ્વતત્રપણે, રૂચે તેમ વર્તવા દે છે. હવે તમે પણ સર્વની પેઠે એને બગડવા ન દો. મારી તમને વિનંતી છે. એને કોઈ સન્માર્ગ બતાવો. "

વિનોદિનીને કરેલા પ્રશ્નમાં વચ્ચે પડીને, મહેન્દ્રે પૂછ્યું: "એટલે?"

બિહારીએ કહ્યુ: " એટલે, જો કોઈને બગાડવાની તેને જરૂર હોય તો તમારે બદલે હવે તે ભલે મને બગાડે. "

મહેન્દ્રે વિચાર્યું: " ત્યારે તને બગડવાની ઇચ્છા થઈ છે? પણ એ વસ્તુ થવી કંઈ સહેજ નથી. માત્ર ઇચ્છા કરવાથીજ ફળ પ્રાપ્તિ થતી નથી. "

" તેમ થવાને માટે પણ યોગ્યતા હોવી જોઈએ બિહારી બાબુ! " વિનોદિનીએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

બિહારીએ પ્રત્યુત્તર આપતાં કહ્યું: " નિજ યોગ્યતાને અભાવે પણ કુશળ કારીગર યત્નો કરે છે, અને અંતે પોતાની કળાને પોતાના

ચાતુર્યથી દીપાવે છે. એક વાર યત્ન તો કરવો જોઈએ. તમે એક વાર પ્રયોગ તો અજમાવો ! અજમાવશો કે ? ”

વિનોદિનીએ કહ્યું : “ પ્રથમથીજ સાવધ રહેતાં તે પ્રમાણે બનતું નથી. કેમ ‘ ચોખેરવાલી ! ’ તમે તમારો પ્રયોગ અજમાવી જોશો, બિહારીભાઈ ઉપર ? ”

આશાએ વિનોદિનીને કોણી મારી. બિહારીને આ વિનોદ રૂચ્યો નહિ.

વિનોદિનીએ જોયુ કે આશાના સંબંધમાં કોઈ પણ પ્રકારની છૂટ લેવા બિહારી રાજી નથી. આશાને તે એક દેવી સમાન ગણી, તેની પ્રત્યે પૂજ્યભાવ રાખતો હતો; અને વિનોદિની પ્રત્યે તેનો એવો આદર ન હતો. એથી વિનોદિનીને કંઈક ખોટું લાગ્યું.

તેણે આશાને પુનઃ કહ્યું : “ આ તમારા લુચ્ચા ભિક્ષુક દિયર મારી મારફત તમારી પાસે સ્નેહની ભિક્ષા માંગે છે, તો કંઈક આપીને પતાવો ને ? ”

આશા આ હાસ્યચેષ્ટાથી ગુસ્સે થઈ. બિહારીનું મ્હો પણ થોડીક વાર રક્તપૂર્ણ થઈ રહ્યું. પરન્તુ તેણે એ ભાવને દબાવી દેતાં કહ્યું : “ અરે વાહ, મારો ભાર અન્યપર નાંખશો કે ? મને હુંડી આપશો અને મહેન્દ્રને બધી રોકડ રકમ આપશો કે ? ”

વિનોદિની સમજી ગઈ કે, બિહારી સર્વ બાબતનો સ્ફોટ કરવા તૈયાર થઈનેજ આવ્યો છે. તેણે નિશ્ચય કર્યો કે બિહારીની સામે સશસ્ત્રજ રહેવું પડશે.

મહેન્દ્ર આ વિવાદથી કંટાળી ગયો હતો. અતિશય સરળતાથી કાવ્યનું માધુર્ય નષ્ટ થાય છે; પરન્તુ બિહારીએ તો સ્પષ્ટ કરવામાં કાંઈ ન્યૂનતાજ ન રાખી. મહેન્દ્રે કટાક્ષમાં કહ્યું : “ બિહારી, મને તો આવી બાબતના વ્યાપારની જરૂર નથી. જે છે તેમાંજ સંતોષ છે. ”

બિહારી: "તમારી પોતાની ઇચ્છા કદાચ નહિ હોય, પણ કેટલાક ભાગ્યના એવા બળીઆ હોય છે કે તેમની ઇચ્છા ન છતાં તેમને વ્યાપારની લહેર વિચલિત કરે છે!"

વિનોદિની વચમાં બોલી: "અને તમારી પાસે કાંઈ નથી તો પછી લહેર ક્યાંથી ઉડાવશો?"

વિનોદિનીએ આશાને ધીમેથી કોણી મારી. તેની તોફાની આંખો કટાક્ષ ફેંકી રહી હતી. આશા ત્યાંથી ઉઠીને ચાલતી થઈ. બિહારી ક્રોધથી ઉગ્ર રૂપ ધારણ કરી અબોલ રહ્યો. થોડીક વાર પછી જ્યારે તે ઉઠીને જવા માંડતો હતો ત્યારે વિનોદિનીએ કહ્યું: "બિહારી બાબુ, આમ હતાશ બનીને જવાય નહિ. હમણાં હું મારી "ચોખેર વાલી" ને પાછી મોકલું છું." આમ કહી તે તરતજ ચાલી ગઈ.

વિનોદિનીના જવાથી અહિ જામેલી બેઠક ખલાસ થઈ. મહેન્દ્ર ઘણો અસંતુષ્ટ બન્યો. એની અપ્રસન્નતા બિહારીથી ગુપ્ત રહી નહિ. હજી સુધી બિહારી જોઈએ તેટલી છુટથી બોલી શક્યો ન હતો. હૃદયના વેગને તેણે રોકી રાખ્યો હતો. પણ બન્ને મિત્રો એકાન્તમાં પડતાંજ તેણે પોતાના વેગને વેહેવા દીધો. તે બોલ્યો: "મહેન્દ્ર ભાઈ, તમારે જો તમારો સર્વ નાશ કરવો એવીજ ઇચ્છા હોય તો ભલે. તમારી એ પ્રકૃતિજ છે! પણ એક નિર્દોષ—સરળ બાળા જેનો તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે, જે તમને એકલાનેજ પોતાના આશ્રયરૂપ જાણે છે, તેનો સર્વ નાશ ન થાય એ વાત લક્ષમાં રાખજો. એનો વિશ્વાસઘાત ન કરશો એ મારી તમને પ્રાર્થના છે." બોલતાં બોલતાં બિહારીનો કંઠ રૂંધાઈ ગયો.

મહેન્દ્રે ક્રોધને દાબીને કહ્યું: "બિહારી, તારી વાતમાં મને કાંઈ સમજ પડતી નથી. મર્મને બાજૂએ મૂકી સ્પષ્ટ વાત કરીશ તો મારા ધ્યાનમાં ઉતરશે."

બિહારીએ કહ્યું: " ભલે, તેમ સ્પષ્ટ કહેવામાં મને વાંધો નથી. વિનોદિની જાણી જોઈને તમને અવળે રસ્તે ચઢાવે છે, અને તમે એક નાદાન માણસની પેઠે તે કહે છે તેમ કરો છો."

મહેન્દ્રે ગર્જના કરી કહ્યું: " તદ્દન ખોટું ! આજ પ્રમાણે જો કોઈ ભલી સ્ત્રી તરફ તું સંદેહની નીચ દૃષ્ટિથી જોતો હોય તો સ્ત્રીઓ હોય ત્યાં પ્રવેશ કરવાને તું બિલકુલ અયોગ્ય છે."

એટલામા વિનોદિની એક રૂપાની રકાબીમાં કંઈ મીષ્ટ પદાર્થ લઈ ને આવી અને તે રકાબી તેણે બિહારીની પાસે મૂકી. બિહારીએ કહ્યું: " અરે, આ બધુ શા માટે? મને તો જરા પણ ભૂખ નથી."

વિનોદિનીએ કહ્યું: " અરે એમ તે કાંઈ થાય ? તમારે મીઠું મોં કરીને જ જવું પડશે."

બિહારીએ કહ્યું: " ત્યારે તો એમ સમજાય છે કે મારી પ્રાર્થનાનો સ્વીકાર થયો છે, આદરનો પ્રારંભ થયો છે."

ભાવપૂર્ણ સ્મિત કરતાં વિનોદિની બોલી: " કુટુંબના સ્નેહી તરીકે તમારો અધિકાર છે. જ્યાં અધિકાર છે ત્યાં પછી ભિક્ષાની શી આવશ્યકતા ? કેમ બોલ્યા નહિ, મહેન્દ્રબાબુ !

મહેન્દ્ર ક્રોધને લીધે નિરુત્તર રહ્યો.

વિનોદિનીએ પૂછ્યું: " બિહારી બાબૂ, ખાતા કેમ નથી ? શરમાઓ છો કે અપ્રસન્ન છો ? કોઈ બીજાને બોલાવવું પડશે શું ?"

બિહારી: " ના, ના, તેવું તો કંઈ નથી. જે મળ્યું એજ ઠીક છે."

વિનોદિની: " શું મિષ્ટ પદાર્થ પણ તમારૂં મોં બંધ કરવા અશક્ત છે ?"

રાત્રે **આશાએ મહેન્દ્ર** સમક્ષ **બિહારી**પ્રત્યે પોતાનો ક્રોધ પ્રદર્શિત કર્યો. પહેલાંની પેઠે **મહેન્દ્રે** આજે વાત ઉડાવી દીધી નહિ. **આશાની** વાતને તેણે પૂર્ણપણે પુષ્ટિ આપી.

પ્રભાતમાં ઉઠતાંજ **મહેન્દ્ર બિહારી**ને ત્યાં ગયો અને બોલ્યો: "બિહારી, તારે વિસરવું ન જોઈએ કે **વિનોદિની** કંઈ અમારા ઘરની સ્ત્રી નથી. મને લાગે છે કે તે તારાથી સંકોચાય છે."

**બિહારીએ** કહ્યું: "હ. તો પછી મારે કદિ પણ તેની નજરે પડવું નહિ, પછી કાંઈ?"

**મહેન્દ્રની** ચિન્તા નષ્ટ થઈ. આ કાર્ય આટલું સહજ સફળ થશે તેની એને મુદ્દલે આશા નહતી. તેજ દિવસે **બિહારી મહેન્દ્ર**ને ત્યાં ગયો અને **વિનોદિની**ને કહેવા લાગ્યો: "મોટાં ભાભી, હું ક્ષમા ચાહું છું."

**વિનોદિની**: "શા માટે?"

**બિહારી**: "મોટાભાઈ કહે છે કે તમે મારાથી અપ્રસન્ન છો, સંકોચાઓ છો, તેથી મારે અહિં આવતા જતા બંધ થવું; આથી તમારી ક્ષમા માગીને હવે હું તેમ કરીશ."

**વિનોદિની**: "અરે, એમ તે કંઈ થાય? હું તો આજ છું ને કાલે નહિ, તમે મારે લીધે આવતા જતા બંધ થાઓ એ ઉચિત નહિ. મને કદિ જો એમ ખબર હોત કે મારા અત્રે આવવાથી આવું તોફાન ઉપસ્થિત થશે તો હું અહિં આવતજ નહિ."

આટલું કહેતાં કહેતાં વિનોદિનીનું મોં ઉતરી ગયું. નેત્ર જળપૂર્ણ થઈ ગયાં. તે ઉઠીને બીજા ખડમાં ચાલી ગઈ.

**બિહારીને લાગ્યું કે મહેન્દ્રના કહેવાથી ભ્રમિત થઈ, મેં વિનોદિનીને વ્યર્થ કષ્ટ આપ્યું, એ ઠીક ન થયું.**

તે દિવસે સાંજરે રાજલક્ષ્મીએ મહેન્દ્રને કહ્યું: "મહેન્દ્ર, વિનોદિની પોતાને ઘેર જવા તૈયાર થઈ છે."

મહેન્દ્રે વ્યગ્રતાથી પૂછ્યું: "કેમ, અત્રે શું એને કાંઈ દુઃખ છે?"

રાજલક્ષ્મી: "દુઃખ તો શું હોય? પણ એનું કહેવું એવું છે કે એના જેવી જુવાન વિધવા સ્ત્રી પરાયા ઘરમાં રહે તો લોકમાં નિંદા થાય."

મહેન્દ્રે ક્ષોભ પામતાં કહ્યું: "આ પરાયુ ઘર?"

બિહારી ત્યાં બેઠો હતો તેના તરફ મહેન્દ્રે એક તિરસ્કારપૂર્ણ દૃષ્ટિપાત કર્યો.

બિહારીને પણ આ વર્ત્તમાન સાભળી મનોવ્યથા થઈ. તેણે વિચાર કર્યો કે કાલની મારી વાતમાં કઈક નિંદાનો ભાસ જણાતો હતો ખરો. કદાચ તેથી પણ વિનોદિનીને ખોટું લાગ્યુ હોય.

મહેન્દ્ર અને આશા બેઉ વિનોદિનીની જવાની હઠથી ખિન્ન થયાં. વિનોદિનીને આશાએ કહ્યું: "એમને શુ પરાયાં ગણો છો, બ્હેન?"

મહેન્દ્ર બોલ્યો: "આટલા બધા સહવાસ પછી હવે પરાયાં થયાં?"

વિનોદિની બોલી: "તમે ત્યારે શું મને સદા અહિંજ રાખવા ચાહો છો?"

મહેન્દ્ર: "અમારૂં એવું ભાગ્ય ક્યાંથી?"

આશા: "તમે ત્યારે અમારાં મન શામાટે આકર્ષી લીધાં? આવો ગાઢ સંબંધ શામાટે કર્યો?"

તે દિવસ તો કંઈ નિશ્ચય થઈ શક્યો નહિ. વિનોદિનીએ કહ્યું: "નહિ, નહિ, બ્હેન, હવે તો હું નહિ રહું. બે દિવસને માટે સ્નેહ ન વધારવો એ સારૂં છે."

એટલું કહી તેણે વિહ્વલ દૃષ્ટિએ એક વાર મહેન્દ્ર તરફ જોયું.

બીજે દિવસે બિહારીએ આવીને કહ્યું: "મોટાં ભાભી, તમે કેમ જવાને તત્પર થયાં છો? મારાથી શું કાંઈ અપરાધ થયો છે? અને તેમ હોય તો તેની આ શિક્ષા તો નથી ને?"

વિનોદિનીએ કહ્યું: "આપનો શો દોષ હોય? દોષ મારા ભાગ્યનો!"

બિહારીએ કહ્યું: "તમે જો જશો તો હું એમજ ગણીશ કે મારાથી અપ્રસન્ન થઈને તમે ગયાં."

વિનોદિનીએ કરુણાપૂર્ણ દૃષ્ટિ કરતાં પૂછ્યું: "પણ તમેજ કહોની કે મારે અત્રે રહેવું એ શું યોગ્ય કહેવાય?"

બિહારી ધર્મસંકટમાં પડ્યો. રહેવું ઉચિત હતું એમ તો એ કેમજ કહી શકે? તેણે કહ્યું: "તમારે જવું તો પડશેજ; પણ બે દિવસ રહીને જાઓ તો શું કાંઈ હાનિ છે?"

વિનોદિનીએ નીચી દૃષ્ટિએ ઉત્તર આપ્યો: "તમે સર્વે મને રહેવા સારૂ આગ્રહ કરી રહ્યાં છો તો તમારૂ વચન ઉથાપવું એ કઠિન છે; પણ તમે એ સારૂં નથી કરતાં—" એટલું કહેતાં કહેતાં તેનાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ નિસરી પડ્યો.

બિહારીથી આ જોઈ શકાયુ નહિ. તે બોલ્યો: "જે થોડો સમય તમે અત્રે વસ્યાં તે દરમ્યાન તમે સર્વનાં મન હરી લીધાં છે, માટે તમે જાઓ તેમાં કોઈ પ્રસન્ન નથી. કોણ એવો હશે કે જે જાણી જોઈને ખજાનો લૂંટાવા દે?"

વિનોદિનીએ ત્યાર બાદ એ વિષે પુનઃ કંઈ ઉલ્લેખ કર્યો નહિ.

## પરિચ્છેદ ૧૮.

### ડમડમની મોજ: જુદી જુદી લાગણીઓ.

ઉપસ્થિત થયેલા અનુચિત પ્રસંગની કટુતા થોડેઘણે અંશે દૂર કરવાની ઇચ્છાથી **મહેન્દ્રે** એક દિવસ સૂચના કરી કે, આવતા રવિવારે સહેલગાહે આપણે "ડમડમ" જઇશું.

**આશા**ને આ સૂચનાથી બહુ આનંદ થયો; પરન્તુ **વિનોદિની** પ્રસન્ન થયેલી જણાઈ નહિ. **મહેન્દ્ર** અને **આશા** **વિનોદિની**ની આવી અપ્રસન્નતા જોઈ અસંતુષ્ટ બન્યાં. તેમણે માન્યુ કે હવે **વિનોદિની** આપણાથી અલગ રહેવા માગે છે.

તે દિવસે **બિહારી** આવ્યો એટલે **વિનોદિની**એ કહ્યું: "**બિહારી** બાબૂ, રવિવારે **મહેન્દ્ર** બાબુ ડમડમ જવા ધારે છે. મારો વિચાર સાથે જવાનો નથી તેથી એ બે જણાં આજ સવારના મોં ચઢાવી બેઠાં છે."

**બિહારી**એ કહ્યું: "તેમાં તેમનો દોષ નથી. તમારા ન જવાથી તેમની જે સ્થિતિ થશે તે શત્રુની પણ ન થાય, એમ હું ઇચ્છું છું."

**વિનોદિની**એ કહ્યું: "ત્યારે તમે પણ ચાલોની? તમે આવતા હો તો હું પણ આવવા તૈયાર છું."

**બિહારી**: "ઠીક, પણ ગૃહસ્વામિની આજ્ઞાનુસાર સર્વ કાંઈ બને છે. તેમનો શો અભિપ્રાય છે તે તમે જાણો છો?"

ગૃહસ્વામી અને સ્વામિની, એ બન્નેને **વિનોદિની**નો **બિહારી** પ્રત્યેનો પક્ષપાત રૂચ્યો નહિ. **બિહારી**ના આવવાના સમાચાર જાણતાંજ

મહેન્દ્રનો ઉત્સાહ અર્ધોઅર્ધ મંદ થઈ ગયો. અનેક વાર એણે બિહારીના મન પર એમ ઠસાવવાનો પ્રયાસ કર્યો હતો કે વિનોદિનીને બિહારીનું આવવું જવું બહુ ગમતું નહતું; પણ આ તો તેથી ઉલટુંજ બનતું હતું.! બિહારીને પોતાની મંડળીથી હવે દૂર રાખવો એ દુર્ઘટ હતું.

"ઘણો ઉત્તમ વિચાર છે." મહેન્દ્રે કહ્યું: "પણ બિહારી, તું જ્યાં જાય છે ત્યાં ધાંધલ કરી મૂકે છે. મને ભીતિ રહે છે, કે ત્યાં પણ તું ગામનાં બાળકોને એકઠાં કરીશ અથવા તો કોઈ પીધેલા સૈનિક સાથે કલહ કરી બેસીશ."

બિહારી મહેન્દ્રની આન્તરિક અનિચ્છા સમજી ગયો. તેણે હસીને ઉત્તર આપ્યો: "દુનિયાનો દસ્તુરજ એવો છે ભાઈ! ક્યારે શું થશે, અથવા તો કયે સ્થળે શો પ્રસંગ ઉપસ્થિત થશે તે થોડુંજ પ્રથમથી કોઈ પણ કળી શકે એમ છે? મોટાં ભાભી, હું હવે જઈશ. રવિવારને દિવસે બરોબર સમયે હું આવી પહોંચીશ."

રવિવારે પ્રભાતમાં સામાન માટે અને નોકરોને માટે એક બળદની અને શેઠને માટે એક સારી ઘોડાગાડી—એમ બે ગાડીઓ લાવવામાં આવી. બિહારી એક ભારે પેટી લઈ આવી પહોંચ્યો.

મહેન્દ્રે પૂછ્યું: "આ શું લાવ્યો છે? નોકરો માટેની બળદ-ગાડીમાં તો હવે બહુ જગ્યા નથી. આવડી મોટી પેટી તે ક્યાં મૂકાશે?"

બિહારીએ કહ્યું: "મહેન્દ્રભાઈ, આકળા ન થાઓ. હું સર્વ કાંઈ ઠીકઠાક કરી દઈશ."

વિનોદિની અને આશા ઘોડાગાડીમાં બેઠાં. બિહારી ક્યાં બેસશે તેની ચિંતામાં મહેન્દ્ર ઘોડાગાડી આગળ અહિંતહિં ફરવા લાગ્યો; પણ બિહારીએ એને ચિંતામુક્ત કર્યો. બિહારીએ પોતાની પેટી કોચમેનની બેઠક આગળ મૂકી, અને પોતે કૉચબૉક્ષ પર ચઢી બેઠો.

મહેન્દ્રને હવે ચેન પડ્યું. બિહારી તેમની સાથે બેસે એવી એની ઇચ્છા ન હતી, પણ સ્પષ્ટભાવે તે ના કહી શકે એમ નહતું. વિનોદિનીએ પૂછ્યું: "બિહારીબાબુ, ત્યા પડી જવાય એવું તો નથી ને?"

બિહારીએ કહ્યું: " કંઈ ચિન્તા ન કરો. પડવું કે બેહોશ થવું એ આપણે ભાગે આવે એમ નથી."

ગાડી ચાલતાં મહેન્દ્રે વિનોદિનીને કહ્યું: " તમને જો એની બહુ ચિન્તા થતી હોય તો એ અહીં આવે, હું ત્યાં બેસીશ. "

આશાએ મહેન્દ્રનો ખેસ પકડીને કહ્યું: " ના, ના, તમે અહીજ બેસી રહો."

વિનોદિનીએ મહેન્દ્રને કહ્યું: "તમને એવો અભ્યાસ ન હોવાથી કદાચ ત્યાં તમે પડી જાઓ, માટે અહીજ રહો."

મહેન્દ્રે આવેશમાં કહ્યું: " હું પડી જાઉં? કદી નહિ." એમ કહી તે ઉઠવા ગયો એટલે વિનોદિનીએ પાછું કહ્યું: " તમે બિહારી બાબુને દોષ દેતા હતા કે જ્યાં ત્યાં ધાંધલ તેઓ મચાવી મૂકે છે; પણ તેવાં લક્ષણ તો આજે તમારાં જણાય છે!"

મહેન્દ્રે મુખચેષ્ટા કરતાં કહ્યું: " ત્યારે એમ કરીએ કે બિહારી અહિં બેસે. હું બીજી ગાડી મંગાવી તેમાં આવું છું."

આશાએ કહ્યું: "હું પણ તમારી સાથે તે ગાડીમાંજ આવીશ."

"અને હું પણ ગાડીમાંથી કુદી પડીશ." વિનોદિની બોલી ઉઠી.

અત્રે આ પ્રકરણ બંધ પડ્યું. પરંતુ આખે રસ્તે મહેન્દ્ર અપ્રસન્ન મુદ્રા ધારણ કરી બેસી રહ્યો. ગાડી નિશ્ચિત સ્થળે પહોંચી. બળદગાડી આગળથીજ ઉપડી હતી, પણ હજુ તેનો પત્તો ન હતો.

પાનખર ઋતુનો રમણીય પ્રાતઃકાળ સુખમય લાગતો હતો. સૂર્યનાં બાલકિરણોના પ્રકાશથી ધુમ્મસ નષ્ટ થયું હતું. આકાશ સ્વચ્છ હતું. વૃક્ષપલ્લવ સૂર્યપ્રકાશથી સોનેરી રંગે ચમકી રહ્યાં હતાં. બાગની

ચારે પાસ ફુલોના રોપાઓ ઉગાડવામાં આવ્યા હતા. ફુલોની મ્હેક સમસ્ત વાટિકામાં પ્રસરી રહી હતી.

આશા કલકત્તાના બંદીખાના સરખા મકાનમાંથી ખુલ્લી હવામાં આવી, બન્ધન તજી જંગલમાં એક છૂટી હરિણી સમાન તે આમ તેમ કુદવા લાગી. તેણે અને વિનોદિનીએ કેટલાંક પુષ્પો એકઠાં કર્યા. દાડમ, જામફળ વગેરે જે કંઈ ફળ પડેલાં જણાયાં તે ખાધાં. અને ત્યાર બાદ ઘણા સમય પર્યંત બન્ને સખીઓએ ઉદ્યાનમાંના જળાશયમાં સ્નાન કર્યું. બન્ને બાળાઓનો નિર્દોષ આનંદ જોઈ પુષ્પકળીઓ અને વૃક્ષકુંજો પણ પ્રસન્ન થતાં દેખાયાં.

સ્નાન કર્યા પછી તેઓ બંગલામાં ગયાં તો જણાયું કે, હજુ પણ નોકરો વાળી ગાડી આવી નહોતી. મહેન્દ્ર ઓટલા ઉપર એક વિરામાસનમાં પડ્યો પડ્યો કોઈ અંગ્રેજ વ્યાપારીની પેઢીની જાહેરાત વાંચતો હતો.

વિનોદિનીએ પૃછ્યુ: "બિહારી બાબુ ક્યાં ગયા ?"

"મને ખબર નથી." મહેન્દ્રે બેપરવાઇથી ઉત્તર દીધો.

"ચાલો આપણે શોધી કાઢીએ." વિનોદિનીએ સૂચના કરી.

મહેન્દ્ર: "એને કોઇ ચોરી જાય એવો ભય નથી. શોધવાનો પરિશ્રમ લીધા વિના એની મેળેજ એ જડી આવશે."

વિનોદિનીએ કહ્યું: "પણ એ કદાચ તમારીજ ચિન્તામાં હશે કે તમે સાહેબ ક્યાં હશો. માટે તેમની ચિન્તા દૂર કરવી જોઇએ."

સરોવરની પાસે એક વિશાળ વટવૃક્ષ હતું. તેના થડની આસપાસ પથ્થરની એક ઓસરી ચણી લીધેલી હતી, ત્યાં બિહારીએ પોતાની પેટી ખોલી હતી. સર્વ ત્યાં ગયા ત્યારે બિહારી "સ્ટવ" ઉપર કીટલીમાં પાણી ગરમ કરતો હતો. તેણે આદરથી તેમને બોલાવી ઓસરી ઉપર બેસાડ્યાં અને તેમની સમક્ષ ચાહના પ્યાલા અને નાની રકાબીઓમાં કાંઇક મીઠાઈ ધરી.

વિનોદિની બોલી : "બિહારી બાબુ પોતાની પેટી લાવ્યા તે ઘણું સારૂ થયું, નહિ તો ચાહ વિના મહેન્દ્ર બાબુને કેમ ચેન પડત ?"

ચાહ મળવાથી મહેન્દ્રની પ્રકૃતિ કાંઇક ઠેકાણે આવી. તે છતાં તેણે કહ્યું : "બિહારીએ સર્વ ધાણ બગાડયો. આપણે અહિં મોજ કરવા આવ્યા છીએ ત્યાં પણ નિત્યની બધી વસ્તુઓ એ બાંધી લાવ્યો. ત્યારે પછી ઘરમાં અને બહારમાં ફેર શો ?"

"એમ છે તો રહેવા દ્યો, ચાહ પીવી. લાવો પ્યાલો પાછો." બિહારીએ કહ્યું : "ખાનપાન તજી મોજ ભોગવો. મારે તેમાં અંતરાયરૂપ થવું નથી."

બપોર થયા છતા પણ નોકરોનુ નામનિશાન ન મળે ! બિહારીએ પોતાના સામાનમાંથી રસોઇની વસ્તુઓ કાઢવા માંડી. દાળ, ચોખા, શાક અને તરેહતરેહવાર મસાલાની નાની નાની શીશીઓ જોઇ વિનોદિનીએ વિસ્મિતભાવે પૂછ્યું : "બિહારીબાબુ, તમે તો મને પણ કાન પકડાવ્યા ! તમારા ઘરમાં કોઇ સ્ત્રી તો છે નહિ. તો પછી આ બધું શીખ્યા ક્યાંથી ?"

બિહારી : "'પેટ કરાવે વેઠ ' આ પેટને વાસ્તે સર્વ કંઇ શીખવું પડે છે. પોતાનું કામ પોતે જાતેજ કરવું જોઇએ."

બિહારીએ તો હસવામાજ આમ કહ્યું હતું, પણ વિનોદિની કૃપાપૂર્ણ દૃષ્ટિએ તેના તરફ જોઇ રહી.

વિનોદિની અને બિહારી બન્ને જણાં રસોઇ કરવા લાગ્યાં. આશા સહાય કરવા ગઇ, પણ બિહારીએ કહ્યું : "તમે રહેવા દ્યો, એ તો બધુંએ થશે." મહેન્દ્ર તો કંઇ સમજતો ન હતો; વળી આજ તેનું ચિત્ત ઠેકાણે ન હતું, તેથી તે તો ત્યાં ફરકયો પણ નહિ. એ તો વટવૃક્ષને અડેલી પગપર પગ ચડાવી ઉંચી નજરે ઝાડનાં પાંદડાં પરનાં સૂર્યકિરણોનું નૃત્ય જોતો બેસી રહ્યો. રસોઇ લગભગ તૈયાર થવા આવી

એટલે વિનોદિનીએ કહ્યું: " મહેન્દ્રબાબૂ, એમ કાંઇ પાંદડાં ગણાઈ રહેશે નહિ ! માટે હવે સ્નાન કરી લ્યો." આ વખતે નોકરો આવી પહોંચ્યાં. રસ્તામાં તેમની ગાડી ભાંગી જવાથી તેમને વિલંબ થયો હતો.

ભોજન પછી કોઈએ ગંજીફો ખેલવાની સૂચના કરી; પણ મહેન્દ્રે તેને અનુમોદન આપ્યુ નહિ, અને વૃક્ષના છાંયડામાં તે ઉંઘી ગયો. આશા અંદરના ભાગમાં જઈ સુઈ ગઈ. વિનોદિની માથાપરનો છેડો નીચો કરતી બોલી: " હું પણ અંદર જઈશ. "

" તમારે ત્યાં શું કામ છે ? " બિહારીએ કહ્યું: " આવો આપણે એ વાતોચીતો કરશું. મને તમારા ગ્રામ્યજીવનની કથા કહો."

મધ્યાહ્નનો ઉષ્ણ વાયુ વાતો હતો. વૃક્ષઝુંડમાંથી કોયલડીઓના ટૂહૂકાર સંભળાતા હતા. વિનોદિની પોતાની બાળવયની કથા કહેવા લાગી. માતપિતા અને બાળવયનાં સાથીઓ વિષે વાત કરતાં કરતાં તેમાં એવી તલ્લીન થઈ ગઈ કે તેના માથા પરનો છેડો ખસી ગયો. વિનોદિનીનું મુખારવિંદ યૌવનતેજથી ઝળકી રહ્યું. બાલ્યકાળની સ્મૃતિએ તેમાં વિશેષ વૃદ્ધિ કરી. તેનાં નેત્રોમાંથી પ્રથમ જ્યારે તીક્ષ્ણ કટાક્ષ થતાં ત્યારે બિહારીને સંશય ઉત્પન્ન થતો હતો, પણ હવે જ્યારે તેજ કટાક્ષજ્યોતિ, આજ શાંત સજળ રેખા રૂપમાં પરિણત થઈ, ત્યારે બિહારીને વિનોદિનીના સ્વરૂપનું જુદુંજ ભાન થયુ. બિહારીને વિનોદિનીના એ બાલ્ય સ્વરૂપમાં આજ કોમળ હૃદયની છાયાનો ભાસ થયો. ઉપરથી જોતાં વિનોદિની એક વિલાસિની સ્ત્રી સમાન દેખાતી હતી, પણ સૂક્ષ્મરીતે ધ્યાનપૂર્વક વિચાર કરતાં જણાતું કે તે એક ભક્તિમયી, ગત પતિના ધ્યાનમાં ગ્રસ્ત થયલી, પતિપરાયણા સન્નારી હતી.

બિહારીએ દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું: "સત્ય છે કે મનુષ્ય અન્યને તો શું પારખી શકે, પણ પોતાને પણ પારખી શકતો નથી ! તે

પોતાનેજ ઓળખે એજ બસ છે. મનુષ્યહૃદયના આંતરભાવ જો કોઈ જાણતું હોય તો તે એક પરમાત્મા જ છે. બાહ્ય સ્વરૂપ, ચેષ્ટાદિથી મનુષ્ય અન્ય જનો વિષે અભિપ્રાય બાંધી દે છે, પરન્તુ એ એક ભૂલ છે."

વિનોદિનીની કથા પૂર્ણ થવા આવતાં, બિહારી વચ્ચે વચ્ચે અનેક પ્રશ્નો કરી તે લંબાવ્યા કરતો હતો. વિનોદિનીને આજ સુધી સર્વ વૃત્તાંત કહેવા યોગ્ય કોઈ પુરુષ મળ્યો નહતો. આજ કેટલે વર્ષે પોતાના પ્રત્યે સહાનુભૂતિથી ચિત્ત રાખી પોતાનું વૃતાન્ત શ્રવણ કરનાર એક યુવક તેને મળ્યો. તેની સમક્ષ હૃદય ખોલીને તેણે સર્વ સવિસ્તર કહ્યું. આજ તેનું હૃદય તૃપ્ત થયુ.

મહેન્દ્રને આજ પ્રાતઃકાળમાં ઘણું વહેલુ ઉઠવું પડયાથી તેની નિદ્રામાં ભંગ પડયો હતો તે કારણે ત્રણ ચાર કલાક નિદ્રામાં વીતાડયા પછી તે જાગૃત થયો, અને તરતજ કહેવા લાગ્યો : "હવે જવાની તૈયારી કરવી જોઈએ."

વિનોદિનીએ પૂછ્યુ: "થોડો સમય રહીને જઈશું તો કંઈ હાનિ છે ?"

મહેન્દ્રે કહ્યું : "સાયંકાળે અત્રે સાહેબ લોકો મદ્યપાન કરી ફરવા આવે છે. આથી આપણે હમણાંજ જવું જોઈએ."

સામાન વગેરે બાંધતાં બાંધતાં રાત્ર પડી. એવામાં એક નોકરે આવીને કહ્યું : "ગાડી કોણ જાણે ક્યાં ગઈ તેનો પત્તો નથી. કોઈ બે સાહેબ લોક તેમાં બેસી સ્ટેશન તરફ હંકારી ગયા."

બીજી ગાડી લાવવાની નોકરને આજ્ઞા થઈ. વ્યગ્ર બનેલો મહેન્દ્ર પોતાના મનમાં કહેવા લાગ્યો : "આજ તો આખો દિવસ બરબાદ ગયો." સર્વ કંઈ એ પ્રકારે બન્યુ હતું કે વ્યગ્રતા છુપાવવી એ મહેન્દ્રને માટે અશક્ય હતું.

શુકલપક્ષનો ચંદ્ર વૃક્ષની ડાળીઓમાંથી બહાર નીકળી, ધીરે ધીરે ઉપર ચઢવા લાગ્યો. આ શૂન્ય સ્થાન, અંધકાર અને પ્રકાશના સંયોગથી વિચિત્ર ભાસવા લાગ્યું. એજ વિચિત્ર સ્થાનમાં વિનોદિનીએ એક અપૂર્વ ભાવનો અનુભવ પ્રાપ્ત કર્યો. આજે જ્યારે તે ઉદ્યાનમાં, અંધકારમાં આશાને ભેદી ત્યારે તેનાં પ્રેમાભાવમાં લેશ પણ કૃત્રિમતા ન હતી. આશાએ જોયું કે વિનોદિનીનાં બન્ને નેત્રમાંથી અશ્રુશ્રાવ થઈ રહ્યો હતો. તેણે ચિંતાથી પૂછ્યુ: "બ્હેન, કેમ રૂઓ છો?"

વિનોદિનીએ કહ્યું: "બ્હેન, કંઈ નહિ, મને આજનો દિન અતિ આનદમય લાગ્યો."

આશાએ ઉત્સુકતાથી પૂછ્યુ: "બ્હેન, એવો તે શો આનદ જણાયો?"

વિનોદિની: "મને જાણે એવું લાગે છે કે હું મરણ પામી પરલોકમા ગઈ, ત્યાં મને સર્વ કાંઈ પ્રાપ્ત થયુ."

વિસ્મય પામતી આશાને વિનોદિનીના બોલવામાં કાંઈ સમજ પડી નહિ. મૃત્યુની વાત સાંભળીને તે બોલી: "જાઓ, જાઓ, એવું તે શું બોલો છો? એવી વાત ન કરો."

બીજી ગાડી આવી પહોંચી. બિહારી પાછો કોચબોક્ષ પર ચઢી બેઠો. વિનોદિની શાન્તિથી બહારની બાજૂએ જોઈ રહી. આશા એક તરફ ઢળી નિદ્રાવશ થઈ ગઈ. મહેન્દ્ર આખે રસ્તે નેત્ર મીંચી, મુગો મુગો બેસી રહ્યો.



## પરિચ્છેદ ૧૯.

### આશાનો ક્ષોભ.

બીજે દિવસે ગમે તે પ્રયાસે વિનોદિનીને પુનઃ હાથમાં લેવી એવો મહેન્દ્રે પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો. પણ તે દિવસે રાજ-લક્ષ્મીને તાવ આવ્યો. તાવ ઘણો નહોતો; પણ કષ્ટ અને અશક્તિ ઘણાં હતાં. વિનોદિની દિનરાત તેની સુશ્રૂષા કરવામાં રોકાઈ. મહેન્દ્રે વિનોદિનીને જણાવ્યું: "રાત દિવસ આ પ્રમાણે શ્રમ કરવાથી અન્તે તમને પણ તાવ આવશે. માતુશ્રીની સેવા માટે હું બીજા માણસોની ગોઠવણ કરૂં છું."

બિહારી ત્યાંજ બેઠો હતો. તે બોલ્યો: "મહેન્દ્રભાઈ, તમે એની ચિન્તા ન કરો, એ સેવા–ચાકરી કરે છે તે કરવા દો. એના જેવું અન્ય કોઈથી થવાનું છે?"

મહેન્દ્ર માતા પાસે ઘડી ઘડી જવા લાગ્યો. એક જણ કંઈ કાર્ય કરતું હોય ત્યારે બીજું તેમાં ભાગ ન લેતાં સાથે ને સાથે અથ-ડાયાં કરે ત્યારે કામ કરનાર માણસને તેના પર ઘણો રોષ આવે છે. વિનોદિનીથી પણ મહેન્દ્રની આ વર્તણુક સહન થઈ શકી નહિ. તેણે બે ત્રણ વાર કહ્યું: "મહેન્દ્રબાબૂ તમે અહિં રહી શું વિશેષ કરો છો? જાઓ, અભ્યાસમાં વ્યર્થ વિક્ષેપ ન થવા દો."

મહેન્દ્ર પોતાની નિકટ ને નિકટ રહે છે તે જાણી, વિનોદિનીના મનમાં વિજય, ગર્વ અને સુખની લાગણીઓ ઉત્પન્ન થતી હતી. તેમ છતાં આવી અત્યંત રોગગ્રસ્ત માતાની શય્યા આગળ પણ જેમ ઉંદરને તાકીને બેઠ

બિલાડી બેસી રહે તેમ બેસી રહેવું એ વિનોદિનીથી સહન થતું નહતું. વિનોદિની જ્યારે પણ કોઈ કાર્ય પોતાના હાથમાં લેતી ત્યારે પોતાનું સર્વ લક્ષ તેમાંજ પરોવતી. જ્યાં સુધી સૌને જમાડવાનું, રોગીને દવા આપવાનું, તેની સારવારનું, અને ઘરનાં અન્ય આવશ્યક કાર્યો કરવાનું વગેરે કામ પૂરૂં ન થાય ત્યાં સુધી વિનોદિનીને કોઈ નિશ્ચિંતપણે બેઠેલી જોતું નહિ. સારાંશ કે જે સમયે જે કામ કરવાનું હોય તેને સ્થાને બીજુંજ કરવું એ વિનોદિનીને મુદ્દલે ગમતું નહતું.

બિહારી અકેક દિવસને અંતરે રાજલક્ષ્મીની સ્થિતિ જાણવા આવતો હતો. પ્રવેશ કરતાજ સર્વ સ્થિતિ તેના ધ્યાનમાં ઉતરી જતી, અને જો કંઈ પણ સુધારો વધારો કરવા યોગ્ય જણાય તો તે તરતજ કરીને પાછો ફરતો. વિનોદિની રાજલક્ષ્મીની જે ઉત્તમ પ્રકારે સેવા કરી રહી હતી તે જોઈ, બિહારીને તેના પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થયો હોય એમ વિનોદિનીને ભાસ થયો. બિહારીની મુલાકાતથી પોતાને શ્રમનો પુરસ્કાર મળતો હતો, એમ તેણે ગણ્યુ ! મહેન્દ્રને પોતાની તરફ કંઈક તિરસ્કાર ઉત્પન્ન થયો. તેણે હવે નિત્ય નિયમિત રીતે કૉલેજ જવાનો નિશ્ચય કર્યો; આથી કાંઈ તેની પ્રકૃતિ પ્રસન્નતા તો નજ પ્રાપ્ત કરી શકી, પણ ઉલટું બીજી દિશામાં થયેલા પરિવર્તનથી તે ઘણો ગૂંચાતો ગયો. હમણાં હમણાં રસોઈ વખતસર તૈયાર થતી નહોતી, કૉલેજ જવાનો વખત થાય પણ ગાડી તૈયાર ન હોય! કોઈ દિવસ મોજાંની જોડજ જડતી નહિ તો કોઈ દિવસ ટોપી સાફ કરવાનો બ્રશ જડતો નહિ. આ સર્વ ઘોંટાળાથી મહેન્દ્ર ઘણો ધુંધવાયલો રહેવા લાગ્યો.

કોઈ વસ્તુની જરૂર પડતાં તે તરતજ હાથમાં આવે તેથી મનને જે આનંદ થાય છે તેનો કંઈક અનુભવ કેટલાક દિવસથી મહેન્દ્રને થયો હતો. એ પછી જ્યારે તેથી ઉલટું દેખે ત્યારે તેનું મન અધીરૂં બને અને તે ચીડવાઇ જાય, એમાં શું આશ્ચર્ય ?

એક દિવસ તેણે **આશા**ને કહ્યું: "ચુની, મેં તને કેટલીએ વાર કહ્યું છે કે મારૂં ધોતિયું, ડગલો, વગેરે કૉલેજ જવાનો વખત થાય એટલે તૈયાર કરીને ખુરશી ઉપર રાખી મૂકવાં. મારે કોઈ પણ ચીજ શોધવી પડે છે ત્યારે મને બહુજ ખીજ ચઢે છે."

ક્ષોભ અને લજ્જા પામતી **આશા**એ ધીરેથી કહ્યું: "મેં નોકરને કહી મૂક્યું હતું!"

**મહેન્દ્ર**: "નોકરને કહ્યું હતું, પણ તને કરતાં શું થતું હતું? તારે તો કંઈજ કરવું નહિ! તને હજુ કંઈ ભાન આવ્યુ નહિ."

**મહેન્દ્ર**નું અંતિમ વાક્ય **આશા**ને વજ્રાઘાત સમાન લાગ્યું. અગાઉ તે કદિ પણ આ પ્રમાણે **આશા** ઉપર રોષ કરતો નહિ.

**આશા**: "તમેજ ક્યાં મને કંઈ પણ શીખવા દીધુ?" એ કંઈક કટુ પણ અનુચિત ઉત્તર, **આશા**ને સુઝતો નહતો. તેમ તેના લક્ષમાંએ પણ નહોતું આવતું કે કંઈ પણ જ્ઞાન પ્રાપ્ત કરવા અભ્યાસની જરૂર હોય છે. તે તો એમજ ગણતી હતી કે સ્વભાવથીજ પોતે મૂઢ હતી, અને તેથી પોતાનાથી કંઈ પણ કામ યથાર્થ થતું નહતું; **મહેન્દ્ર** જો આમ વિસ્મૃત બની કદિ વિનોદિનીની સાથે તેની તુલના કરી તેની હાંસી કરતો તો આ સરલ બાળા બિચારી મૌન્ય ધરી, બહુ નમ્રભાવે તેનો સ્વીકાર કરતી.

**આશા** ઘણી ઘણી વખત પોતાની રોગી સાસુના ઓરડા આગળ ભમ્યા કરતી. અનેક વાર લજ્જાથી દ્વાર આગળ આવી ઉભી રહેતી. તે સંસારમાં સહાયરૂપ થવાય એમ ઇચ્છતી હતી. તે કઈ કાર્ય કરવાનું હોય તો તે કરવા ચાહતી હતી; પણ તે કાંઈ પણ કામ કરે એમ કોઈ ઇચ્છતું ન હતું. તેને એ પણ સમજ નહોતી કે સંસારમાં કેમ અને કેવી રીતે કોઈ પણ સ્થાન પ્રાપ્ત કરી શકાય છે. પોતાની અ-યોગ્યતાના સંકોચથી તે દૂરની દૂરજ રહેતી હતી. ચિત્તને વ્યથા કરનારી

એવી કોઈ પીડા તેના હૃદયમાં દિનપ્રતિદિન વૃદ્ધિ પામી જતી હતી. પણ એ અસ્પષ્ટ પીડાનું, એ અવ્યક્ત આશંકિતનું સ્પષ્ટ રૂપ તે સમજી શકતી નહોતી. તે સમજતી હતી કે પોતાનું સર્વ સુખ નષ્ટ થતું હતું. પણ પોતાને એ સુખ કેમ પ્રાપ્ત થયું, હવે તે કેમ નષ્ટ થયું, અને શા ઉપાય યોજવાથી તે ટકી રહે તેની કશી સમજ તેને ન હતી. વારવાર રહી રહીને તેને એવીજ ઇચ્છા થતી કે એક વાર પુષ્કળ રૂદન કરી સર્વને કહી દઉં કે, "હુ અયોગ્ય છું, અસમર્થ છું, મારા જેવી નિરૂપયોગી વ્યક્તિ જગતમાં અન્ય કોઈ નહિ હોય!"

અગાઉ આશા અને મહેન્દ્ર બન્ને વિનોદવાર્તા કરી, કિંવા મુગાં બેઠાં બેઠાં પણ સુખમાં કાળક્ષેપ કરતાં હતાં, પણ આજ કાલ વિનોદિનીની ગેરહાજરીથી આશાની સાથે મહેન્દ્રને એકાન્તમાં ચેન પડતું ન હતું. તેને શું બોલવું તે કંઈ સુઝતું નહિ, અને મૌન્ય ધરી રહેવું એ પણ તેને ઠીક લાગતું ન હતું.

દિવસના ત્રીજા પહોરે મહેન્દ્ર વાડીમા ફરતો હતો એટલામાં તેણે નોકરને બહાર જતો જોયો. તેના હાથમાં કંઈ પત્ર જેવું જણાયાથી તેણે તેને પૂછ્યું: "એ ક્યાં લઈ જાય છે?"

નોકરે ઉત્તર આપ્યો: "બિહારીબાબુને ત્યાં."

મહેન્દ્રે પૂછ્યું: "કોણે આપ્યો?"

નોકર: "મોટી ભાભીએ."

"જોઈએ" કહીને મહેન્દ્રે પત્ર હાથમાં લીધો. ઇચ્છા થઈ કે ખોલીને વાંચું. બે ચાર વાર આમ તેમ ફેરવી મહેન્દ્રે તે પત્ર નોકરને પાછો આપ્યો. જો તેણે ફોડીને વાંચ્યો હોત તો તેને માલુમ પડત કે તેમાં માત્ર એટલુંજ લખ્યુ હતું કે: "માજી, કોઈ રીતે પણ કાંજી પીવાને ખુશી નથી, ત્યારે તેમને અસામણુ[1] પાઉં?"

---

૧. દાળનું પાણી.

ઔષધ કે પથ્યને માટે વિનોદિની કદિ પણ મહેન્દ્રનો અભિપ્રાય પૂછતી નહિ. બિહારીની સલાહ પ્રમાણેજ એ બાબતમાં વર્ત્તન કરતી.

મહેન્દ્ર કંઇક વાર સુધી વાડીમાં આમતેમ ભમીને અંતે પાછો અંદર ગયો. અંદર પ્રવેશ કરતાંજ તેની નજર ભીતપર ટાંગેલી એક તસવીર તરફ ગઇ. તેને બાંધેલી દોરી ઢીલી થઇ ગયેલી હતી અને તસવીર જમીન પર પડવાની તૈયારીમાં હતી. તેણે આશાને બોલાવી તીવ્ર સ્વરે કહ્યું: "તને કંઇજ ભાન નથી. આ પ્રમાણેજ સર્વે વસ્તુઓ નષ્ટ થાય છે!"

વિનોદિની ડમડમના બાગમાંથી ફૂલોનો એક ગોટો બનાવી લાવી હતી તેને ફુલદાનીમાં રાખી મેજ ઉપર મૂકવામાં આવ્યો હતો. મહેન્દ્રે જોયુ તો તે તદ્દન સુકાઇ ગયો હતો. કોઇને ફેંકી દેવાનું સુઝયુ નહતું. કોઇ દિવસ મહેન્દ્રની પોતાની પણ નજર ત્યાં ગઇ નહોતી. આજે તે તરફ એની નજર દોડી. તે બોલ્યો: "વિનોદિની અહીં આવીને આ ગોટો ન ફેંકી દે ત્યાં સુધી એ ફેંકાયજ નહીં કે? એ અહી પડયોજ રહેવાનો કે?"

એટલું કહી તેણે ફૂલદાની હાથમાં લઇ જોરથી બહાર ફેંકી દીધી. નિસરણી ઉપરથી ઠનઠન અવાજ કરતી ફૂલદાની નીચે ચોકમા પડી.

"આશા મારો મનોભાવ કેમ નથી સમજતી? એ કેમ મારી ઇચ્છા પ્રમાણે નથી વર્તતી? એનામાં કેમ એવી સ્વાભાવિક શિથિલતા અને અનઘડપણું હશે કે મને તે પ્રસન્ન નથી રાખી શકતી?" એવા ને એવા તરંગો મહેન્દ્રના મનમાં રમી રહ્યા. તેણે આશા તરફ દૃષ્ટિ કરી તો તેનું વદનકમળ એકદમ ઝાંખું પડી ગયું હતું. પલગને ટેકો દઇને તે ઉભી હતી, તેના હોઠ ફફડી રહ્યા હતા. ક્ષોભથી કંપિત હૃદયે આશા ત્યાંથી જતી રહી.

મહેન્દ્ર તેના જવા પછી નીચે જઇ ફુલદાની પાછી લઇ આવ્યો. ઓરડાના એક ખૂણામાં તેનું ટેબલ હતું તેની પાસેની ખુરશી ઉપર બેસી, ટેબલ પર બે હાથે માથું પકડી તે ઘણી વાર સુધી વિચારગ્રસ્ત રહ્યો.

સૂર્યાસ્ત થયો, ધીરે ધીરે અન્ધકાર છવાતો ગયો. ઘરનો નોકર દીવો પ્રકટાવી ગયો પણ આશા આવી નહિ. મહેન્દ્ર અસ્વસ્થ બની, અગાશીમાં આમતેમ ફરવા લાગ્યો. મહેન્દ્રના ઘરમાં કંઈ ઘણાં મનુષ્ય ન હતાં. અર્ધ રાત્રિ પણ વીતી ગઈ; છતાં આશા સંકોચાતી સંકોચાતી ધીરે ધીરે આવીને દ્વાર પાસે ઉભી રહી. મહેન્દ્રે પાસે જઈ તેને દૃઢાલિંગન કર્યું; આશાના હૃદયમાં દુઃખનો દાવાનળ ધુંધવાઈ રહ્યો હતો, મહેન્દ્રના આદરે તે પ્રજ્વલી ઉઠયો. આશા એક બાળકની પેઠે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. મહેન્દ્રે તેને છાતી સરસી ચાંપી તેના કપોલપ્રદેશ ઉપર ચુંબન કર્યું; અને પછી મૂઢવત્ તે આકાશના તારાઓ જોઈ રહ્યો.

પરોઢિયામાં મહેન્દ્રે આશાને કહ્યું : " હવે મારે દરરોજ રાત્રે કોલેજમાં દર્દીઓની દેખરેખ માટે જવાનું છે. અહિંથી ત્યાં દૂર રાતે જવું ફાવશે નહિ, તેથી મારે થોડાક દિવસને માટે કોલેજ પાસેના છાત્રાલયમાં રહેવું પડશે."

આશા ખિન્ન થતાં બોલી : " અરે, હજુ તમારો ક્રોધ શાન્ત થયો નથી ? મારાથી અપ્રસન્ન થઈ દૂર રહેવાની વ્યવસ્થા કરો છો કે શુ ? હાય, હાય, હું કશાએ કામની નથી ? મારે મરી જવું એજ ઉચિત છે ! "

પરન્તુ મહેન્દ્રની વાતચિતમાં અને તેના વ્યવહારમાં ક્રોધનું કાંઈ લક્ષણ દૃષ્ટિગોચર થયું નહિ. ઘણી વાર સુધી તેણે આશાને પોતાના હૃદય સાથે દાબી રાખી અને વારંવાર તેના માથાના વાળમાં આંગળીયો ઘાલી, તેનો અંબોડો તેણે ઢીલો કરી નાંખ્યો. પ્રથમ પણ તે આવી રીતે ઘણુંખરૂં કરતો અને આશા તે સમયે કાંઈ બોલતી નહિ. આજ પણ કાંઈ નહિ કહેતાં તે વિહ્વલ બની, સ્વામિની પાસે પડી રહી.

એકાએક આશાના મસ્તકપર ઉન્હાં આંસુનું એક બિન્દુ પડયું, અને તેની સાથેજ મહેન્દ્ર સ્નેહથી ક્રોધિત સ્વરે બોલ્યો : ચુની, મને ક્ષમા કર, મારો અપરાધ થયો છે. "

આશાએ પોતાના કુસુમસમ સુકુમાર કરકમલો મહેન્દ્રના મ્હોં ઉપર મૂકતાં કહ્યું: “ના, ના, એમ ન બોલો. તમે કાંઈ અપરાધ કર્યો નથી. દોષ મારોજ હતો. હું તો તમારી દાસી છું. ફાવે તે શિક્ષા કરી મને તમારી ચરણરજને યોગ્ય કરો.”

જે દિવસે મહેન્દ્ર છાત્રાલયમાં રહેવા જવાનો હતો તે દિવસે સવારમાં ઉઠતાંજ તેણે આશાને કહ્યું: “ચુની, તું મારૂં જીવન, મારૂં સર્વસ્વ છો, મારી હૃદયદેવી છો. હું સદા તને મારા હૃદયમાં રાખીશ. કોઈની પણ મગદૂર નથી કે તને ત્યાંથી ખસેડી શકે.”

આશાએ એક નજીવી પ્રાર્થના કરી: “તમે મને નિત્ય પત્ર લખતા રહેશો?”

મહેન્દ્રે પૂછ્યું: “તું તેના ઉત્તર આપીશ કે?”

આશા: “શું લખવું એ મને ક્યારે આવડે છે?”

મહેન્દ્ર સ્નેહથી તેના વાળ ઉપર હાથ ફેરવતો બોલ્યો: “બાબુ હરિશ્ચન્દ્રના “પ્રેમયોગિની” નામે પુસ્તકની નાયિકા કરતાં તો તું સુંદર રીતે લખી શકે છે!”

તે દિવસે આશા, મહેન્દ્રની પેટી તૈયાર કરવા બેઠી. મહેન્દ્રનાં ગરમ કપડાંની ઘડી કરવી મુશ્કેલ હતી.

મહેન્દ્ર અને આશાએ સાથે મળીને એક પેટીમાં માય એટલો સામાન જેમ તેમ બે પેટીઓમાં ભર્યો, તોપણ કેટલીક ચીજો બાકી રહી ગઈ, તેનું એક નાનું પોટકું બાંધ્યુ.

આશાને પોતાના અજ્ઞાન માટે ઘણું લાગી આવ્યુ, પણ હાસ્યવિનોદ અને પરસ્પર પ્રેમપૂર્ણ દોષારોપણ કરવામાં પ્રથમના જેવા આનંદનો અનુભવ થયો. તે આનંદમાં ઘડી એક તો મહેન્દ્રને જવાની વાતનું આશાને વિસ્મરણ પણ થયુ. ગાડીવાને આવીને કેટલીએ વાર ગાડી તૈયાર હોવાનું જણાવ્યુ, પણ મહેન્દ્રે તે સાંભળ્યુંજ નહિ. અંતે તેણે કહ્યું: “ગાડી છોડી નાંખ.”

એમ કરતાં દિવસનો ત્રીજો પ્રહર થયો. સાંજ પડી. મહેન્દ્રે આશાને સ્વાસ્થ્યરક્ષાને માટે યોગ્ય સૂચના આપી અને આશાએ પત્ર લખવા માટે વચન લીધું. ત્યાર બાદ ખિન્ન મને ઉભય એક બીજાથી વિખૂટાં પડયા.

એ દિવસથી રાજલક્ષ્મીને જરાક ઠીક હતું. આજે સાંજરે રાજલક્ષ્મી વિનોદિની સાથે બેઠી બેઠી વાર્ત્તાવિનોદ કરી રહી હતી. આજે તેનું ચિત્ત સ્વસ્થ હતું, કોઈ પ્રકારનુ કષ્ટ નહતું. મહેન્દ્ર ત્યાં ગયો. વિનોદિની તરફ લક્ષ ન આપતાં તેણે માતાને કહ્યું: "માજી, કોલેજમાં મારે રાતના રહેવું પડશે તેથી અહિં રહેવું પરવડશે નહિ. કોલેજ પાસેના છાત્રાલયમા મેં રહેવાની વ્યવસ્થા કરી દીધી છે. આજથી હું ત્યાં રહેવા જઈશ."

રાજલક્ષ્મી નાખુશ થઈ તોપણ બોલી: "ભલે તેમ કર. જો તારા અભ્યાસમાં કંઈ વિઘ્ન આવતું હોય તો તને ફાવે ત્યાં તું રહે."

રાજલક્ષ્મીનો તાવ તદ્દન ચાલ્યો ગયો હતો, છતાં પણ મહેન્દ્રના જવાની વાત સાંભળી તે કેમ જાણે ઘણાં વર્ષોની માંદી અને અશક્ત હોય તેમ પોતાને ગણવા લાગી. "મને જરા પેલું ઉસીકુ આપ ને?" તેણે વિનોદિનીને કહ્યું. ઉસીકા ઉપર માથું ટેકવી રાજલક્ષ્મી સુઈ ગઈ. વિનોદિની તેના અંગોને ધીમે ધીમે દબાવવા લાગી.

મહેન્દ્ર તેની નાડી જોવા લાગ્યો, પણ રાજલક્ષ્મીએ હાથ ખેંચી લેતાં કહ્યું: "અરે, નાડી શું કહેવાની છે? તારે મારી ચિન્તા કરવાનું કંઈ કામ નથી. હું સારી છું."

અને એટલું કહી તે પાસું ફેરવી સુઈ રહી. મહેન્દ્ર વિનોદિનીને કાંઈ પણ ન કહેતાં, માતાની ચરણરજ માથે ચઢાવી ત્યાંથી ચાલ્યો ગયો.

વિનોદિની વિચારવા લાગી કે, "આ બધી ગડબડ શી છે? એ ગુસ્સે થયો છે કે એને કંઈ ભય જણાય છે? અથવા તો એ માત્ર ગેલ કરે છે? કંઈ સમજ નથી પડતી. શું એ મને એમ જણા-

વવા માગે છે કે પોતે મારી સ્પૃહા કરતો નથી? જોઉં છું ક્યાં સુધી એ ત્યાં રહે છે?" વિનોદિની એમ ધારતી હતી કે આ બાબતમાં પોતાને કાંઈ લાગતુંવળગતું નથી, પણ **મહેન્દ્ર**ના જવાથી તેનું ચિત્ત અસ્વસ્થ બન્યુ. નિત્ય **મહેન્દ્ર**ને તે પોતાની જાળમાં જકડતી હતી, નયનકટાક્ષથી બાંધતી હતી. કોણ જાણે તેથી એને શું સુખ મળતું હતું! **મહેન્દ્ર**ના જવાથી વિનોદિનીનું એ કલ્પિત સુખ પણ ચાલ્યું ગયું. નીશો ઉતરતાં મદ્યપીની જે દશા થાય છે તે દશા વિનોદિનીની થઈ! **મહેન્દ્ર**થી અસંગત **આશા**, વિનોદિનીને નીરસ લાગતી હતી. **મહેન્દ્ર** **આશા** ઉપર આદર–પ્રેમ–કરતો તેથી વિનોદિનીનું પ્રણયવંચિત ચિત્ત, સર્વદા ચચળ બનતું. જે **મહેન્દ્રે** પોતાના જીવનને નિરર્થક બનાવી દીધુ હતું, જે **મહેન્દ્રે** આવા સ્ત્રીરત્નનો અનાદર કરી, **આશા** જેવી બુદ્ધિવિનાની બાલિકાનો સ્વીકાર કર્યો હતો, એ **મહેન્દ્ર** ઉપર વિનોદિની સ્નેહ કરતી હતી, કિંવા તેને શત્રુ સમાન ગણુતી હતી, એ વિનોદિની પોતેજ નહોતી સમજતી. પોતે તેને હૃદય અર્પણ કરશે કે કોઈ કઠિન શિક્ષા કરશે, તે કહી શકતી નહોતી. **મહેન્દ્રે** વિનોદિનીના હૃદયમાં એક જ્યોતિ પ્રકટાવી દીધી હતી. એ જ્યોતિ પ્રેમની હતી કે ઈર્ષાની હતી, કિંવા બીજા કશાની હતી તે વિનોદિની કહી શકતી ન હતી. તે પોતાના મનમાં હસીને કહેતી: "ન કરે **નારાયણ** કે હું અન્ય કોઈની આવી દશા કરૂં! મરવા ચાહું છું કે મારવા ચાહું છું તેની કશી સમજ મને પોતાને પડતી નથી." ગમે તેમ હો. જલવાને હોય કે જલાવવાને હોય પણ વિનોદિનીને **મહેન્દ્ર**ની ઘણી ખોટ જણાઈ. તેના સિવાય અન્ય કોના ઉપર તે પોતાનાં વિષમય બાણો ચલાવી શકે એમ હતું! એક દીર્ઘ નિશ્વાસ નાંખી તે ગણગણી: "અરે, એ જશે ક્યાં? થોડા દિવસમાં આવશે. એ મારા હાથમાં સપડાયો છે!"

---

## પરિચ્છેદ ૨૦.

### વિનોદિનીનાં છૂપાં મોહબાણ!

છાત્રાલયમા આવીને નિવાસ કર્યાને **મહેન્દ્ર**ને આજે બે ત્રણ દિવસ થયા છે. **મહેન્દ્ર** ઉપર આજે એક પત્ર આવ્યો છે. પત્ર ઉપર પરિચિત હસ્તાક્ષરે **મહેન્દ્ર**નું નામ ઠામ વગેરે લખેલું છે. દિવસના ભાગમાં અન્ય વિદ્યાર્થીઓના અવરજવરથી **મહેન્દ્ર**ને પત્ર ફોડવો ઉચિત લાગ્યો નહિ. તેણે તેથી સાચવીને ડગલાના અંદરના ખિસ્સામાં મૂકી રાખ્યો. કોલેજમાં ભાષણ સમયે, **મહેન્દ્ર**ને કોઈ કોઈ સમય સાંભરી આવતું હતું કે પ્રેમની એક ચકલી પોતાની છાતી ઉપર માળો બનાવી વિશ્રામ કરી રહી છે. તેને જાગ્રત કરતાંજ તેનો મધુર કોમળ નાદ કર્ણમાં ગુંજન કરી મૂકશે.

સાયંકાળે **મહેન્દ્ર પોતાની** ખોલીમાં દીવાની પાસે વિરામાસન ખસેડી તેના પર આરામ લેતો પડયો. સવારવાળો પત્ર તેણે બહાર કાઢયો. પત્ર હાથમાં લેતાંજ તેને વિરહજ્વાળાથી સંતપ્ત થયેલા અન્ય હૃદયનુ સ્મરણ થયું. ઘણા સમય પર્યંત પત્ર હાથમાં રાખી પરબીડીયા ઉપર લખાયેલું પોતાનું નામ તે જોઈ રહ્યો. તેનું એવું ધારવું હતું કે પત્રમાં દશબાર શબ્દો જેવા તેવા લખેલા હશે. **આશા** પોતાનો મનોભાવ સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરી શકશે એવી તેને આશા ન હતી.

**મહેન્દ્ર** વિચારતો હતો કે વાંકીચુકી લીટીઓ અને નાના મોટા અક્ષરો ઉપરથી જ **આશા**ના પ્રેમપૂર્ણ ઉચ્છ્વાસની કલ્પના પોતાને કરી લેવી પડશે. પરબીડીયા ઉપર **આશા**ના અશિક્ષિત કરકમળથી લખાયલા નામે એના હૃદયમાં પ્રેમસંગીત ઉત્પન્ન કર્યું. લાંબા સમયના

સહવાસથી એક પ્રકારની શિથિલતા અને કંટાળાભરેલી લાગણીએ મહેન્દ્રના અંગમાં પ્રવેશ કર્યો હતો. તે શિથિલતા—તે ત્રાસભરી લાગણી આજ ત્રણ ચાર દિવસના વિયોગથી નષ્ટ થઈ ગઈ. સરલા આશાનો સરલ પ્રેમપ્રકાશ તેના હૃદયમાં પુનઃ પ્રકટયો, અને તેમ થતાં પ્રથમની સુખસ્મૃતિ ઉજ્જ્વલ બની ગઈ. ગૃહકાર્યને અંગે આશાદ્વારા ઉપસ્થિત થતી વિટંબણાઓ મહેન્દ્રને તેનાથી દૂર રહેવા પ્રેરતી હતી; પણ હવે તો મહેન્દ્ર તેનાથી દૂર થયો છે, તે કારણે તેના હૃદયમાં, કર્મહીન, કારણહીન, વિશુદ્ધ પ્રેમાનંદના પ્રકાશમાં આશાની માનસિક મૂર્તિ સજીવ બની રહી. મહેન્દ્રે ધીરે ધીરે, સંભાળપૂર્વક પરબીડીયુ ફોડયુ. પત્ર બહાર કહાડયો, તેને નેત્ર સહ લગાડયો અને ચુમ્યો. તેમ કરતાં તેનાં રોમાંચ ખડાં થયાં. પત્ર ખોલી તેણે વાંચવાનો આરંભ કર્યો; પરન્તુ આ શું? લખાણ કોઈ અશિક્ષિતાના હાથનુ નહતું, તેમજ ભાષા પણ કંઈ સાદી અને સરલ ન હતી. અક્ષર આશાના હતા; પણ ભાવ તેનો ન હતો. પત્ર ભાવપૂર્ણ હતો. તેમાં લખ્યું હતું કે :—

"પ્રિયતમ, જે પદાર્થની વિસ્મૃતિ અર્થે તમે ગયા છો, તેનું નિરર્થક સ્મરણ શાને કરાવું? જે લતાને ઉખેડી એક વાર તમે ધરતી ઉપર ફેંકી દીધી તે શુ મ્હોં લઈ તમારી જમીન પર પુનઃ ઉગવાની ચેષ્ટા કરી શકે?

એક વાર તમે મારી પ્રત્યે પ્રેમ ધરાવતા હતા તેમાં પ્રિય, મારો શો દોષ હતો? વિધિએ મારે માટે આવું સુખ નિર્માણ કર્યુ હશે એવું શું હું સ્વપ્ને પણ ધારતી હતી? ક્યાંથી અને ક્યારે મારો અને તમારો સંયોગ થયો? મને કોણ જાણતું હતું? તમે જો મારા ઉપર કૃપાદષ્ટિ કરી ન હોત, અથવા તો તમારા ગૃહમાં દાસી તરીકે મારે રહેવું પડત તો હું તમને દોષિત કરી શકત ખરી? પ્રિયતમ, તમે મારા કિયા ગુણ ઉપર લોભાયા, તમે મારામાં એવું શું દીઠું કે જેથી તમે મારો આટલો સત્કાર કર્યો?

જ્યારથી તમે ગયા છો ત્યારથી એકજ વિચાર મારા મનનું મથન કરી રહ્યો છે. તે એજ કે ઘરમાં રહીને મને વિસરી જવી, એ શું તમારે માટે શક્ય નહોતું ? મારે લીધે તમારે ગૃહત્યાગ કરવો એ શું ઉચિત કહેવાય ? હું શું તમને ત્રાસ દેતી હતી ? મારા પ્રત્યે તમને અભાવ ઉત્પન્ન થયો હોય પણ તેમાં તમારે જતા રહેવાની શી અગત્ય હતી ? મારે માટે જગતમાં શું કોઈ સ્થાનજ નહિ હોય ? જેમ આવી હતી તેમ હું તમારે ત્યાંથી ચાલી જાત."

આ પત્ર ! તેમાં ભાષા કોની હતી તે મહેન્દ્રથી છૂપું રહ્યું નહિ. અકસ્માત્ ઘા લાગવાથી મૂર્છિત થયેલા મનુષ્યની પેઠે મહેન્દ્ર પત્ર હાથમાં રાખી મૂઢવત્ વિચારમાં પડી ગયો. તેના મનની વિચિત્ર દશા થઈ ગઈ. બહુ વાર સુધી વિચાર કર્યા પછી તેણે પુનઃ બે ત્રણ વખત તે પત્ર વાંચ્યો. પ્રથમનું અસ્પષ્ટ ભવિષ્ય આજ સ્પષ્ટ વર્તમાનરૂપે ભાસમાન થયુ. મહેન્દ્રના જીવનગગનના એક કોણમાં જે ધુમકેતુ, છાયાસમાન દૃષ્ટિગોચર થતો હતો તે આજ પોતાની વિશાળ શિખાની અગ્નિરેખથી પ્રજ્વલિત બની સન્મુખે દ્રશ્યમાન્ થયો.

એ પત્ર વિનોદિનીએ લખાવ્યો હતો. સરલ આશાએ જે વાતોનો વિચાર પણ નહોતો કર્યો તે વાતો વિનોદિનીના લખાવ્યા પ્રમાણે પત્ર લખતાં લખતાં આશાને સમજાતી ગઈ. મહેન્દ્રના વિયોગથી આશાના હૃદયમાં જે નવીન પીડા ઉત્પન્ન થઈ હતી, તેને તે કદિ પણ આવી સુંદર રીતે પ્રકટ કરી શકત નહિ. તે વિચારવા લાગી: "મ્હારી સખી, મારા હૃદયની વાતો શી રીતે જાણી ગઈ? કેવા સુંદર ભાવમાં તેણે સર્વ કાંઈ લખાવ્યુ છે ?" આશાને વિનોદિની પ્રત્યે વિશેષ અનુરાગ ઉપજ્યો, કારણ કે તેના હૃદયમાં જે વ્યથા થતી હતી તે કેમ પ્રદર્શિત કરવી તે વિનોદિની સારી રીતે જાણતી હતી.

મહેન્દ્ર ખુરસી ઉપર ક્રોધમાં ને ક્રોધમાં ઉભો થયો. વિનોદિની ઉપર

ક્રોધ લાવવા તેણે વિચાર કર્યો પણ તેમાં તે નિષ્ફળ નીવડ્યો, અને ઉલટો તેને **આશા** ઉપર ક્રોધ ચઢ્યો.

"કેવી મૂર્ખતા ?" તેણે વિચાર્યું: "સ્વામિપ્રત્યે કેવો અત્યાચાર?" તેણે પુનઃ પત્ર વાંચવા માંડ્યો. પણ આ વખત વાંચતાં વાંચતાં તેના હૃદયમાં એક પ્રકારનો હર્ષ ઉત્પન્ન થયો. તે પત્ર **આશા**નોજ લખેલો હતો એમ પોતાના મનને મનાવવાને તેણે ઘણોયે યત્ન કર્યો, પણ એ પત્રની શૈલી કોઈ પણ રીતે સરલ **આશા**નું ભાન કરાવતી ન હતી. પ્રથમની થોડીક પંક્તિઓ વાંચ્યા બાદ તેને એક પ્રકારનો નીશો ચઢ્યો. ગુપ્ત છતાં પ્રકટ, નિષિધ હોવા છતાં નિકટવર્ત્તી અને વિષમિશ્રિત હોવા છતાં મધુર, એવા પ્રેમસંદેશે **મહેન્દ્ર**નું ચિત્ત ભ્રમિત કરી મૂકયુ. એને એવી ઇચ્છા થઈ કે પોતાના હાથ કે પગમાં છૂરી ભોંકીને કિંવા એવીજ કોઈ બીજી પીડા કરીને આ નીશાને દૂર કરવો અને ચિત્તને કોઈ અન્ય દિશામા પરોવવું. એ હાથ જોરથી ટેબલ ઉપર ટેકવીને તે ઉભો થયો ને 'બાળી નાંખું એ પત્ર' એમ કહી, દીવા સુધી લઈ પણ ગયો; પરંતુ તે બાળી શક્યો નહિ.

બીજે દિવસે નોકર ઓરડો સાફ કરવા ગયો ત્યારે ટેબલ ઉપર થોડીક રાખ પડેલી હતી; પણ એ રાખ **આશા**ના પત્રની ન હતી. રાત્રે **મહેન્દ્રે** એ પત્રનો ઉત્તર લખવામાં કેટલાએ કાગળો બગાડ્યા હતા તેની એ રાખ હતી.

ત્રીજે દિવસે તેને નીચેનો એક બીજો પત્ર મળ્યો:—

"તમે મારા પત્રનો ઉત્તર આપ્યો નહિ, એ પણ ઠીક થયુ. સત્ય હમેશાં કથાતું નથી; પણ મારૂં હૃદય તમને ઓળખે છે. ભક્ત જ્યારે ઉપાસના કરે છે, ત્યારે દેવ પ્રારંભમાં એકદમ પ્રત્યક્ષ થતા નથી. પણ શુ મારા ઉપહારનો સ્વીકાર થશે ખરો ?"

**મહેન્દ્રે** ઉત્તર લખવા પ્રયાસ કર્યો; પરન્તુ **આશા**ને પત્ર લખતાં **વિનોદિની**ના પત્રનો ઉત્તર પોતાની મેળે લખાઈ જતો. એનામાં એટલી

નિપુણતા નહોતી કે ચાતુર્યથી માર્મિક ભાષા વાપરી શકે. ઘણાએ કાગળો બગાડી અર્ધ રાત્રિ વ્યતિત થતાં, જેમ તેમ કરી કંઈ ઉત્તર લખ્યો, પણ અંતે જ્યારે તે બીડીને આશાનું નામ લખવા ગયો ત્યારે ક્રુધ્ધિ ધ્વનિ એણે સાંભળ્યો : " કપટી ! ભોળી અને વિશ્વાસે રહેલી બાળા પ્રત્યે આવું છળ ? "

મહેન્દ્રે એ કાગળના ટુકડેટુકડા કરી નાખ્યા અને આખી રાત ટેબલ ઉપર બેહાથે માથું ટેકવી કેમજાણે પોતે પોતાનેજ છૂપાવવા માગતો ન હોય તેમ બેસી રહ્યો.

વળી એક ત્રીજો પત્ર આવ્યો :—" મારી સમજમાં કંઈ ભૂલ તો થઇ નથી ? મેં ઘણું સાહસ કર્યું. પ્રથમ તમને લખવામાં મે ખોટું કર્યું. તમે મૌન ધર્યા છતાં મેં મારૂં હૃદય પહેલું ખોલ્યુ. પરન્તુ તમને એમ ઓળખવામાં મારાથી કાંઈ ભૂલ થઈ હોય તો તેમાં શું મારો દોષ છે ? ગતસમયનો પ્રથમથી તે અંત સુધી વિચાર કરશો તો તમને જણાશે કે તમારે માટે હાલ મેં જે વિચાર બાંધ્યો છે, તેના કારણભૂત તમે પોતેજ છો.

ગમે તેમ હો મને એકજ પશ્ચાત્તાપ થાય છે અને તે એ જ કે મેં જે કંઈ લખ્યુ છે તે ન લખ્યુ થાય એમ નથી. મેં જે અર્પણ કર્યું છે તે પાછુ લેવાય એમ નથી; પણ તેથી એમ ન ધારવું કે પ્રેમી સદા અનાદર સહન કરે છે. તમે મારા પત્રથી અપ્રસન્ન થતા હો તો ભલે. તમારો ઉત્તર નહિ મળે તો હું આ છેલ્લોજ પત્ર ગણીશ."

આ પત્ર મળ્યા પછી મહેન્દ્રથી વધુ વાર દૂર રહેવું બની શક્યું નહિ. તેણે વિચાર્યું : " વિનોદિની શું એમ ધારે છે કે તેને ભૂલવા મે ગૃહત્યાગ કર્યો ? " વિનોદિનીના આ અપવાદને અસત્ય ઠરાવવા માટે મહેન્દ્રે સત્વર પાછા ઘેર જવાનો સંકલ્પ કર્યો.

એવામાં બિહારી છાત્રાલયમાં આવી પહોંચ્યો. બિહારીને જોતાં

મહેન્દ્રની પ્રસન્નતા વિશેષતાને પામી. આજ સુધી અનેકાનેક પ્રકારની શંકા મહેન્દ્રના મનમાં ઉદ્ભવ્યાથી બિહારી પ્રત્યેનો એનો મનોભાવ મલીન બન્યો જતો હતો; મિત્રતામાં અંતર વધતો જતો હતો. આજે પત્ર વાંચ્યા પછી એના મનની સર્વ ભ્રાંતિ નષ્ટ થઇ. મહેન્દ્રે ઘણા આદરથી બિહારીનો સત્કાર કર્યો. તેની સામે જઇ તેનો હાથ ઝાલી તેણે તેને પોતાની પાસે એક ખુરસી ઉપર બેસાડ્યો; પરન્તુ બિહારીનુ વદન આજે ખિન્ન દિસતું હતું. મહેન્દ્રે કલ્પના કરી: " અવશ્ય એ વિનોદિનીની મુલાકાતે ગયો હશે અને ત્યાંથી તિરસ્કાર પામી અહીં આવ્યો છે."

મહેન્દ્રે પૂછ્યુ: " ઘેર ગયો હતો, બિહારી ? "

બિહારી: " હમણાં ત્યાંથીજ ચાલ્યો આવું છું. "

બિહારીના માનસિક કષ્ટની કલ્પના કરતાં મહેન્દ્રને એક પ્રકારનો આનંદ થયો. તે ગણગણ્યો: " મંદભાગી બિહારી, તારે માટે સુખ નિર્માણ થયેલું નથી ! " એટલુ કહેતાં એનો હાથ જે ખિસ્સામાં પોતાની ઉપર આવેલા ત્રણ પત્ર હતા ત્યાં ગયો.

મહેન્દ્રે પુનઃ પ્રશ્ન કર્યો: " સર્વ કુશળ તો છે ને ? "

બિહારી: " હા, પણ તમે ઘર તજી અત્રે કેમ આવ્યા છો ? "

મહેન્દ્રે ઉત્તર આપ્યો: " હમણાં હમણાં રાતના મારે કામ પર રહેવુ પડે છે. ઘેર રહેવાથી અગવડ ઘણી પડે છે."

બિહારીએ કહ્યું: "પ્રથમ પણ તમારે એજ પ્રમાણે રાતના જવું પડતું હતું પણ તે વખતે તો મે તમને ઘર છોડી અહી રહેતા જોયા નથી !"

મહેન્દ્રે સ્મિતવદને પૂછ્યુ: "તારા મનમાં કાંઈ શંકા આવી છે શું ?"

" હાસ્ય રહેવા દો અને ઘેર ચાલો." બિહારી બોલ્યો.

મહેન્દ્રે ઘેર પાછા ફરવા અગાઉથીજ નિશ્ચય કર્યો હતો, પણ બિહારીએ આગ્રહ કર્યો એટલે તેણે પોતાનો વિચાર બદલવા ઇચ્છા કરી અને કહ્યું: " બિહારી, એમ નહિ બને. એમ કરવા જતાં મારૂ એક વર્ષ વ્યર્થ જશે. "

"જુઓ મોટાભાઈ," બિહારી ગભીર મુદ્રા ધારણ કરી બોલ્યો: "આપણે બાળક હતા ત્યારથી સહવાસમાં આવ્યા છીએ. હું તમને ઓળખુ છું. તમારૂં ચાતુર્ય મારી આગળ ટકે એમ નથી. તમે એક ગભીર પ્રકારનો અન્યાય આદર્યો છે."

"અને હું કોને અન્યાય કરૂ છુ, ભાઈ?"

"જે સહૃદયતાને માટે વારંવાર તમે ગર્વ કરતા હતા તે તમારી સહૃદયતા આજે ક્યા ગઈ?" બિહારીએ કંઈક તીવ્રતાથી પૂછ્યુ.

"હાલમાં ઈસ્પિતાલમાં મારૂ સર્વ ચિત્ત લાગેલું છે."

બિહારીએ અધીરાઈથી કહ્યું: "હવે રહેવા દો બધું. તમે અહિં મારી સાથે હાસ્યવિનોદ કરી રહ્યા છો અને ઘેર તમારી ચુની આખો દિવસ રૂદન કરે છે, એની તમને કલ્પનાયે છે કે?"

આશાના રૂદનની વાત સાંભળતાંજ મહેન્દ્રના હૃદયમાં કષ્ટ થયુ. તેણે પૂછ્યુ: "ચુની કેમ રડે છે?"

"તમે નથી જાણતા કે મને પૂછો છો?"

મહેન્દ્રે કહ્યું: "શુ હું સર્વજ્ઞ છું?"

બિહારીની આશા પ્રત્યેની દયાની લાગણી જોઈ, મહેન્દ્રને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયુ. તે બિહારીને હૃદયહીન ગણતો હતો. તે વિચારવા લાગ્યો: "આ વ્યાધિ વળી એને ક્યારથી થયો? જે દિવસે કુમારી આશાને જોવા અમે બે ગયા હતા તે દિવસથી તો નહિ થયો હોય? ગરિબ બિચારો બિહારી! પરન્તુ તે મંદભાગી છે એ નિઃશંશય છે."

મહેન્દ્રને બિહારીને માટે આવો વિચાર આવ્યો તો ખરો પણ એક પ્રકારે જોતાં તેના હૃદયમાં તેથી આનંદ થતો હતો. અન્યને જે વસ્તુનો મોહ છે તે પોતાના સ્વાધિનમાં છે એ વાતથી મહેન્દ્રને ઘણો ગર્વ થયો. તે બોલ્યો: "ઠીક, ચાલો ત્યારે હું આવું છું. ગાડી તૈયાર છે ને?"

## પરિચ્છેદ ૨૧ મો.

### "કોણે વિજય મેળવ્યો ?"

મહેન્દ્રનો ગૃહમાં પુનઃ પ્રવેશ થતાં, ક્ષણભરમા આશાના હૃદયની સર્વ ખટક દૂર થઈ. પોતે લખેલા પત્રનું સ્મરણ થતાં તેને એટલી તો લજ્જા લાગી કે તે મહેન્દ્ર સામે દૃષ્ટિ પણ કરી શકી નહિ. મહેન્દ્રે પૂછ્યુ: "તજી ગયાનો અને વિસરી ગયાનો આરોપ મૂકી કોની સલાહથી તેં આવા પત્રો લખ્યા ?"

એટલું કહી અનેક વાર વાંચીને સાચવી રાખેલા ત્રણે પત્રો તેણે ખિસ્સામાંથી બહાર કાઢ્યા. આશાએ વ્યાકુળ સ્વરે કહ્યું: "તમને પગે લાગુ, એ ફાડીને ફેંકી દો."

આશાએ મહેન્દ્રના હાથમાંથી પત્રો ખુચવી લેવા પ્રયત્ન કર્યો. મહેન્દ્રે તે પત્રો એકદમ પાછા ખિસ્સામાં મૂકી દીધા અને કહ્યું: "હું લાચારીથી ગયો હતો ત્યારે તને કાંઈ જુદુંજ સમજાયું, અને મારા ઉપર તેં વ્યર્થ દોષ મૂક્યો !"

આશાનાં નેત્રમાં અશ્રુ છલકાવા લાગ્યાં. તે બોલી: "ક્ષમા કરો, પુનઃ કદિ એવું નહિ કરૂં."

મહેન્દ્રે પૂછ્યું: "કદિ નહિ ?"

આશા: "કદિ નહિ."

મહેન્દ્રે આશાને પોતાની પાસે ખેંચી, પ્રેમથી એક ચુંબન કર્યું. આશા બોલી: "લાવો એ બધા કાગળો હું ફાડીને ફેંકી દઉં."

મહેન્દ્રે કહ્યું: "એ ભલે પડી રહ્યા મારી કને."

આશા તો એટલુંજ સમજી કે પોતાનાથી થયેલા અપરાધના દંડરૂપે મહેન્દ્રે એ પત્રો પોતાની પાસે રાખી મૂક્યા છે!

પત્ર બાબત ઉપસ્થિત થયેલી ચર્ચાથી આશાને વિનોદિની તરફ કંઈક અભાવ ઉત્પન્ન થયો. પતિના આગમનનો શુભ સંદેશા તે વિનોદિનીને જણાવવા ગઈ નહિ. એટલુંજ નહિ, પણ વિનોદિનીને સામે આવતી જોઈને પોતે બીજી દિશામાં મ્હોં ફેરવી ચાલી ગઈ. વિનોદિની, એ બધું સમજી ગઈ અને ગૃહકાર્યમાં પોતે મચેલી હોવાથી દૂર ને દૂર રહેવા લાગી.

મહેન્દ્રને આશ્ચર્ય ઉપજ્યું. તે મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો: "અરે, આ તો બહુ વિચિત્ર વાત થઈ. મારા મનમાં એમ હતું કે હવે તો વિનોદિની દેખીતી રીતેજ મળશે. પણ અહીં તો જુદોજ રંગ જણાય છે! ત્યારે પત્રનો ભાવાર્થ શો કરવો?"

મહેન્દ્રે ઘેરથી જતી વખતે દૃઢ સંકલ્પ કર્યો હતો કે સ્ત્રીહૃદયનું રહસ્ય જાણવા કદિ પણ પ્રયાસ કરવો નહિ. તેણે ધાર્યું હતું કે વિનોદિની મારી પાસે આવવા કાંઈ પણ ચેષ્ટા કરશે તોપણ હું દૂરજ રહીશ; પરન્તુ આજ તેને વિચાર થયો: "ના, આ તો કંઈ યોગ્ય નહિ. અમારાં મન વિકારી બની ગયાં છે. વિનોદિની સાથે સહજ અને સ્વાભાવિક ઢંગથી વાતચીત કરી, એ સશયાત્મક વિકારભાવને નષ્ટ કરવો એજ ઉચિત છે."

મહેન્દ્રે આશાને પૂછ્યું: "હું તારી સખીની દૃષ્ટિએ હમણાં હમણાં "આંખના કણા" સમાન થઈ પડયો લાગું છું કે શું? મને તો એનાં દર્શનજ નથી થતાં!"

આશાએ ઉદાસીનતાથી ઉત્તર આપ્યો: "કોણ જાણે? એને હાલમાં શું થયું છે તે કંઇ સમજ નથી પડતી!"

એટલામાં રાજલક્ષ્મી આવીને દુઃખદ સ્વરે કહેવા લાગી: "વિનોદિની કોઇ રીતે માનતી નથી; અને પોતાને ઘેર જવાની હઠ લઈ બેઠી છે."

મહેન્દ્ર આ સમાચાર સાંભળતાંજ ચોંકી ઉઠયો, પણ પછી સાવચેતીથી બોલ્યો: "શા માટે?"

રાજલક્ષ્મીએ કહ્યું: "કોણ જાણે બેટા, આજ તો એ કોઈ પ્રકારે માનતી જ નથી. તને તો કોઈની કેમ આગતાસ્વાગતા કરવી તેની ખબર જ નથી. કોઈ સારા માણસની પત્ની પારકે ઘેર ભલાઇથી રહે તેનો જો ઘટતો આદર ન થાય તો પછી તે કેમ રહી શકે?"

વિનોદિની પોતાના શયનખંડમાં પથારી પર બેઠી બેઠી ચાદર સાંધતી હતી. મહેન્દ્રે ત્યાં જતાંજ બુમ પાડી: "ચોખેર વાલી!"

વિનોદિનીએ મર્યાદાપૂર્વક બેસતાં ઉત્તર આપ્યો: "કોણ મહેન્દ્ર બાબુ?"

મહેન્દ્ર: "અરે વાહ! હુ વળી મહેન્દ્ર બાબુ ક્યારથી થયો?"

વિનોદિની પુનઃ ચાદર સાંધવામાં મન પરોવી, મહેન્દ્ર તરફ દૃષ્ટિ કરતી બોલી: "ત્યારે શુ કહીને બોલાવું?"

મહેન્દ્ર: "તમારી સખીને જે કહો છો તે."

વિનોદિનીએ પ્રથમની પેઠે હસીને ઉત્તર ન આપતાં ફરી ચાદર સાંધવા માંડી.

મહેન્દ્ર બોલ્યો: "આપણો કેમ જાણે આ પ્રકારનો વ્યવહારજ થઈ ગયો હોય નહિ એમ જણાય છે!"

વિનોદિની થોડીક વાર અટકી ગઈ અને પછી દોરો દાંતથી તોડતી બોલી: "તે તો તમે કહો તે ખરૂં." એટલુ બોલી મનમાં ઉત્પન્ન થતા ઉત્તર દબાવી રાખી ગંભીર મુખમુદ્રા ધારણ કરી વળી તેણે પૂછયું: "હોસ્પિટલથી તમે એકદમ કેમ પાછા ચાલ્યા આવ્યા?"

મહેન્દ્રે ઉત્તર આપ્યો : "ત્યાં મુડદાં ચીરવાનું કામ મારે ક્યાં સુધી કર્યાં કરવું ?"

વિનોદિનીએ ફરી દોરો દાંત વચ્ચે દાબતાં કહ્યું: "ત્યારે હવે સમજ પડી કે જીવતાં માણસોની તમને અગત્ય પડી ખરી !"

મહેન્દ્રે આજ નિશ્ચય કર્યો હતો કે વિનોદિનીને મળીને મનની જે કંઈ મલીનતા હોય તે દૂર કરવી; પણ વિનોદિનીના રંગ ઢંગ જોતાં તેને પોતાનો પ્રયાસ સફળ નીવડે તેવા મુદ્દલે આશા જણાઈ નહિ. મહેન્દ્રને જણાયું કે વિનોદિની આજે અગાઉની પેઠે પ્રસન્ન ચિત્તે વાત કરતી ન હતી. વિનોદિનીને આ પ્રમાણે વિરક્ત થયલી જોઇને, મહેન્દ્રનો તેના પ્રત્યેનો વેગ વિશેષ વૃદ્ધિગત બન્યો. વિનોદિનીની અને પોતાની વચ્ચે રહેલા અંતરને કોઈ પણ પ્રકારે દૂર કરવા તે અધીરો બની ગયો.

વિનોદિનીના છેલ્લા પ્રશ્નનો કંઈ પણ ઉત્તર ન આપતા મહેન્દ્ર તેની પાસે જઇને બેઠા અને બોલ્યો : "તમે અમને તજી જવા કેમ તૈયાર થયાં છો ? અમારો એવો કયો દોષ થયો છે ?"

વિનોદિની જરા દૂર ખસી પછી શિશ ઉચ્ચુ કરી પોતાનાં બન્ને નયન મહેન્દ્રના નયન સાથે મેળવી તેણે ઉત્તર આપ્યો: "આવશ્યક કામ તો સર્વે કોઈને હોય, પરન્તુ તમે કોના દોષને કારણે ઘરબાર તજી કૉલેજમાં રહેવા ગયા હતા ? મારે પણ જવું છે. મને શું કાંઈ અગત્યનુ કાર્ય નહિ હોય કે ?"

ઘણો વિચાર કર્યા છતાં પણ મહેન્દ્રને એનો યોગ્ય ઉત્તર જડ્યો નહિ. થોડી વાર પછી તે બોલ્યો : "તમારે કયું એવું અગત્યનું કામ છે ? તમારે ગયા વિના ચાલી શકે એમ નથી ?"

વિનોદિની એકાગ્ર ચિત્તે સોયમાં દોરો પરોવતી બોલી : "મારે જવાની અગત્ય છે કે નહિ તે મારૂં મનજ સમજી શકે છે. તમને તેનો ખ્યાલ હું શી રીતે આપી શકું ?"

મહેન્દ્ર ગંભીર અને ચિન્તિત વદને બહાર થોડે દૂર આવેલા પીંપળાના વૃક્ષ તરફ દૃષ્ટિ કરી રહ્યો. પાંચ સાત મિનિટ તે આ પ્રમાણે બેસી રહ્યો. વિનોદિની મુગી મુગી ચાદર શીવતી ગઈ. ત્યાં એવી શાંતિ ફેલાઈ રહી કે જો સોય જમીન પર પડે તો તેનો અવાજ પણ સંભળાય. કેટલીયે વારે મહેન્દ્ર બોલ્યો. અચાનક મહેન્દ્રના બોલવાથી વિનોદિની ચમકી અને તેમ થતાં સોય તેની આંગળીમાં ભોંકાઈ ગઈ.

મહેન્દ્રે પૂછ્યુ: "ત્યારે શુ તમે જશોજ? અમારી વિનંતિ, આગ્રહ, વગેરે માન્ય નહિ રાખો?"

વિનોદિનીએ પોતાની આંગળી દબાવી, રક્ત બહાર કાઢતાં કાઢતાં કહ્યું: "કંઈ આગ્રહ કે વિનતિની અગત્યજ નથી! હું અત્રે રહીશ તેથી શુ વિશેષ છે? ન રહેવાથી શી હાનિ છે? તમને મારા રોકાવાથી કે ન રોકાવાથી શાં લાભ હાનિ છે?"

બોલતાં બોલતાં વિનોદિનીનો કંઠ રૂંધાઈ ગયો. તે એકદમ નીચુ જોઈ શીવવા લાગી. તેનાં નેત્ર અશ્રુપૂર્ણ હતાં એવો ભાસ થતો હતો. એ સમયે દિવસ પૂર્ણ થઈ સંધ્યાનો અમલ શરૂ થયો હતો.

મહેન્દ્ર વિનોદિનીનો હાથ પકડી, ગદ્દગદ્ સ્વરે બોલ્યો: "ત્યારે મને જો કંઈ લાભ હાનિ થતાં હોય તો તમે રહેશો ને?"

વિનોદિની પોતાનો હાથ ઝટ ખુંચવી લઈ દૂર હઠી ગઈ. મહેન્દ્રનો નીશો ઉતરી ગયો. ભીષણ વ્યંગ્ય સમાન તેના શબ્દોનો પ્રતિધ્વનિ તેના કર્ણ સાથે અથડાવા લાગ્યો. મહેન્દ્ર પોતાની દોષિત જીભ, દાંત સાથે દબાવી રહ્યો. તે પુનઃ કાંઈ પણ બોલી શકયો નહિ.

તેજ સમયે આ એકાન્તગૃહમાં આશાનો પ્રવેશ થયો. વિનોદિની તુર્તજ વાત ફેરવીને બોલી: "તમે સર્વ જ્યારે આટલો આટલો આગ્રહ કરો છો ત્યારે હું તમને અપ્રસન્ન કરી જવા માગતી નથી. જ્યાં સુધી તમે હવે જવા કહેશો નહિ ત્યાં સુધી હું નહિ જાઉં."

આશા પોતાના પતિની સફલતા જોઈ પ્રસન્ન થઈ અને વિનોદિનીને આલિંગન કરી બોલી: “ પાછી એની એ વાત ? હવે તો પ્રતિજ્ઞા લ્યો કે જ્યાં સુધી અમે કહીએ નહિ ત્યાં સુધી તમારે ન જવું. બોલો, ‘ નહિ જાઉં, નહિ જાઉં, નહિ જાઉં ’ ! ”

વિનોદિનીએ તે પ્રમાણે કર્યું. આશાએ પૂછ્યુ : “ બ્હેન, જ્યારે તમારે રહેવુંજ હતું ત્યારે પછી આટલાં મનામણાં પટામણા શાં ? અંતે તો તમારે મારા સ્વામિની વાત માન્ય કરવી પડી, અને તમારી વાત તો નિષ્ફળ ગઈ ! ”

વિનોદિની સ્મિત વદને બોલી : “ બાપુ સત્ય કહો, કોણે કોની વાત માન્ય રાખી ? કોણે વિજય મેળવ્યો ? ”

મહેન્દ્ર અત્યાર સુધી દૂરજ ઉભો રહ્યો હતો. તે સમજતો હતો કે તેનો અનુચિત દોષ આખા ઘરમાં વ્યાપક હતો. લજ્જા તેને ચારે દિશાએથી ઘેરી રહી હતી. આશા આગળ તે કેવી રીતે નિખાલસભાવે હસી ખુસીને વાતચીત કરી શકે ? ક્ષણ વારમાં કેવી રીતે પોતાના મલીન અસંયમને તે સ્વાભાવિક વાતચીતના રૂપમા ફેરવી શકે ? આવું છલ કરવું તે તેની શક્તિ બહારની વાત રહી. એણે ભાંગ્યા તૂટા શબ્દોમાં ઉત્તર આપ્યો : “ હું હાર્યો. ” એટલો સંક્ષિપ્ત ઉત્તર આપીને તે સત્વર ત્યાંથી જતો રહ્યો.

થોડી વાર પછી મહેન્દ્ર પાછો આવ્યો ને વિનોદિની પ્રત્યે કહેવા લાગ્યો : “ મને ક્ષમા કરો. ”

વિનોદિની બોલી : “ તમારો દોષ શો થયો છે કે ક્ષમા કરૂં ?”

મહેન્દ્ર : “ તમને પરાણે અત્રે રાખવાનો અમને કાંઈ અધિકાર નથી. ”

વિનોદિની : “ એમાં પરાણે રહેવાની વાત ક્યાં આવી ? સરલ વાત છે, તે શું જબરદસ્તી કહેવાય ? ( આશા પ્રત્યે ) તમેજ કહોની

બ્હેન, જબરદસ્તી અને સ્નેહ એ શું એકજ વસ્તુ છે ?"

**આશા** સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવતાં બોલી : "નહિજ."

**વિનોદિની** બોલી : "**મહેન્દ્ર**બાબુ તમે ઇચ્છા રાખો છો કે હું અત્રે રહું. મારા જવાથી તમને કષ્ટ થશે; અને હું એનેજ મારૂં સૌભાગ્ય સમજું છું. કેમ બ્હેન, સંસારમાં આવા શુભેચ્છક ક્યાં હોય છે ? આપણા સુખે સુખી, અને દુઃખે દુઃખી થાય એવું કોઈ સજ્જન મળી જાય તો તેને કોણ ખુશીથી છોડી દેશે ?"

**આશા** પોતાના પતિને મૌન્ય ધરી બેસી રહેલા જોઈ ઉદાસ થતાં બોલી : "બ્હેન, તમને વાતોમાં કોણ જીતી શકે એમ છે ?"

**મહેન્દ્ર** પુનઃ ત્યાંથી ચાલ્યો ગયો. એ સમયે **રાજલક્ષ્મી** સાથે થોડોક સમય વાતચીત કરી, **મહેન્દ્ર**ને શોધતો **બિહારી** ત્યાં આવતો હતો. **મહેન્દ્ર** દ્વારમાંથી નીકળતાં તેને સામોજ મળ્યો અને બોલ્યો : "**બિહારી**, સંસારમા મારા જેવો કપટી અને નીચ કોઈ નહિ હોય." **મહેન્દ્ર** એટલે મોટેથી બોલ્યો કે તે **વિનોદિની** સ્પષ્ટ રીતે સાભળી શકી.

**વિનોદિની**ની ઓરડીમાંથી તેજ ક્ષણે અવાજ આવ્યો : "**બિહારી** બાબુ."

**બિહારી**: "થોડી વાર રહીને આવું છુ, મોટી ભાભી."

**બિહારી**એ અંદર પ્રવેશ કરતાંજ એક વાર **આશા** પ્રતિ દૃષ્ટિ કરી. તેટલામાં તેનાથી જે અનુમાન થયુ તે ઉપરથી તેના મ્હોડા ઉપર કંઈ પણ વિચાર કે વેદનાનું ચિહ્ન દૃષ્ટિગોચર થયું નહિ. **આશા** ઉઠીને ત્યાંથી જવા તૈયાર થઈ. તેને **વિનોદિની** જોરથી રોકતાં બોલી: "**બિહારી** બાબુ, તમારે અને મારી સખી **ચોખેર વાલી**ને આ તે કેવા પ્રકારનો વ્યવહાર કે તમને દેખતાંજ એ નાશભાગ કરે છે ?"

**આશા**એ લજ્જિત થઈ પોતાના બન્ને હાથ **વિનોદિની**ની પીઠ ઉપર પછાડયા.

બિહારી મંદ હાસ્ય કરતાં બોલ્યો : "વિધાતાએ મને સ્વરૂપવાન ન બનાવ્યો તેથી !"

વિનોદિની બોલી : "જોયું મારી ચોખેર વાલી, બિહારીબાબુ તમારો કેવો બચાવ કરે છે ? તમારી રૂચિનો દોષ નહિ કાઢતાં કેવળ વિધિનેજ દોષ દે છે. લક્ષ્મણ સમાન આવા સુલક્ષણ દીયરજીનો કેમ આદર કરવો એ તમને ન આવડતું હોય તો તમારા તકદીરનો વાંક, બીજું શું ?"

બિહારી : "મોટી ભાભી, એ કારણથી તમને જો મારા ઉપર અનુકંપા આવતી હોય તો પછી મારે બીજું દુઃખ પણ કયુ છે ?"

વિનોદિની : "શું મોટા સમુદ્રનું જળ ચાતકીને* સ્વાતિના જળ જેટલો આનંદ આપી શકે કે ?"

હવે આશા થોભી નહિ. જોરથી તે વિનોદિનીના હાથમાંથી પોતાનો હાથ છોડાવી ત્યાંથી ચાલી ગઈ. બિહારી પણ ઉઠીને ઉભો થયો.

વિનોદિની બોલી : "બિહારીબાબુ, તમારા મોટા ભાઈના ચિત્તને શુ થયુ છે, તેની તમને કાંઈ સમજ પડે છે ?"

આ સાંભળી બિહારી ફિકોજ થઈ ગયો. તે બોલ્યો : "મને તો કંઈ ખબરજ નથી. શુ થયુ છે વારૂ ?"

વિનોદિની : "કોને ખબર, મને એમના લક્ષણ ઠીક જણાતાં નથી !"

બિહારી ગભરાઈને બેસી ગયો. સંપૂર્ણ હેવાલ સાંભળવા માટે આતુર બની વ્યગ્ર ભાવે તે વિનોદિની ભણી જોઈ રહ્યો. વિનોદિની કંઈ પણ ન બોલતાં મુગી મુગી શીવવા લાગી. કઈક વાર પ્રતીક્ષા કર્યા બાદ બિહારી બોલ્યો : "મહેન્દ્ર વિષે તમે શું કાંઈ નવીન સાંભળ્યુ છે ?"

વિનોદિની : "મને એમના રગ ઢગ સારા લાગતા નથી. મને તો માત્ર મારી સખીને માટે ચિંતા થાય છે."

---

* ચાતક પક્ષી માટે કવિઓ કહે છે કે તેને મેઘનાં અથવા ઝાકળનાં બિન્દુ વિના કદિ ચેન પડતું નથી.

એટલું કહી વિનોદિની એક દીર્ઘ ઉચ્છ્વાસ નાંખી ત્યાંથી જવા ઉઠી.

બિહારી વ્યગ્ર થઈને બોલ્યો: "મોટાં ભાભી, જરા બેસો તો ખરાં!"

વિનોદિનીએ ઓરડાનાં સર્વ બારી બારણાં ઉઘાડી નાંખ્યાં. દીવો મોટો કર્યો અને ચાદર લઈ જરા દૂર જઈ બેઠી. તે બોલી: "બિહારી બાબૂ, હમેશને માટે તો હું અત્રે રહી શકું એમ નથી. મારા ગયા બાદ મારી સખી ચોખેર વાલીની સંભાળ રાખજો. એને કંઈ દુઃખ ન પડે તે લક્ષમા રાખજો."

બિહારી વેગથી બોલી ઉઠયો: "મોટાં ભાભી, તમારે અત્રે રહેવુંજ પડશે. તમારૂ અન્ય કોઈ સ્નેહી સગું નથી. તમે તમારી સરલ હૃદયા સખીની સંભાળ સારી રીતે રાખી શકશો. તમે જો એને વિસરીને જતાં રહેશો તો મને તો કાંઈ ઉપાય જણાતો નથી."

વિનોદિની બોલી: "બિહારીબાબુ, તમને સંસારના રગડાની ખબર છે? હું સદાને માટે અત્રે રહી શકુ ખરી? લોકો શુ કહેશે?"

બિહારી: "લોકો ફાવે તેમ બોલે. તે તરફ તમારે લેશ પણ ધ્યાન આપવું નહિ. તમે એક દેવી સમાન છો આશ્રયહીન, સરલ અને નિર્દોષ બાલિકાનુ સંસારની કઠિન જાળમાંથી રક્ષણ કરવું એ તમારૂં કર્ત્તવ્ય છે. મોટી ભાભી, મે આજ સુધી તમારા સ્વભાવની યથોચિત પરીક્ષા ન કરી તેને માટે ક્ષમા ચાહુ છું. મે પણ તમારા પ્રત્યે સંકીર્ણ હૃદયવાળા અન્ય સાધારણ મનુષ્યોની પેઠે શંકા કરી હતી. મને એક વાર એમ પણ વિચાર આવ્યો હતો કે તમે આશાનું સુખ સહન કરી શકતાં નથી. તમને ઈર્ષા થાય છે. જાણે...પણ એ વાતનું સ્મરણ કરવું એ પાપ છે. તેનો ઉચ્ચાર કરવો એ અન્યાય છે. હવે મને તમારા પવિત્ર હૃદયનો યથાર્થ પરિચય થયો છે. મને તમારા ઉપર શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં છે. એ કારણથી તમારી આગળ

મારા અપરાધનો સ્વીકાર કર્યા વિના મારા જીવને ચેન પડતું નથી."

વિનોદિનીનાં સર્વ રોમાંચ ઉભાં થઈ ગયાં. આજ સુધી બિહારી સાથે એ ભેદભાવથી વર્તતી હતી, છતાં પણ બિહારીને એની તરફ શ્રદ્ધા અને ભક્તિભાવ ઉત્પન્ન થયાં. બિહારીને એનાં સત્ય અને પવિત્રતા ઉપર લેશ પણ શંકા ન થઈ. અન્ય કોઈએ આજ પર્યંત એના પ્રત્યે આવો ભાવ દર્શાવ્યો નહતો. ક્ષણ વાર એને એવું ભાન થયુ કે "વાસ્તવિકપણે મારૂ હૃદય પવિત્ર છે, ઉન્નત છે." એને આશા પ્રત્યે અનુકંપા પ્રકટી, નેત્રમાથી અશ્રુ પડવા માંડયાં.

વિનોદિનીનો અશ્રુપાત જોઈ બિહારી પોતાનો અશ્રુવેગ રોકતો ઉઠી, મહેન્દ્રના દિવાનખાનામાં ગયો. 'હું કપટી છું, નીચ છુ.' એમ મહેન્દ્રે જે કહ્યું હતું તેનો ભાવાર્થ બિહારી અદ્યપિ સમજ્યો નહતો. દિવાનખાનામાં તેણે જઇને જોયુ તો મહેન્દ્ર ત્યાં નહતો. ખબર કાઢતાં જણાયું કે તે બહાર ફરવા ગયો હતો. પ્રથમ મહેન્દ્ર પ્રયોજન વિના કદિ પણ બહાર જતો નહિ. પરિચિત મનુષ્ય, અને પરિચિત ગૃહ, તે તજીને ક્યાંયે પણ જવું એ બાબતનો મહેન્દ્રને ઘણો ત્રાસ હતો. બિહારી વિચારગ્રસ્ત બની, પોતાના ઘર તરફ વળ્યો.

વિનોદિની આશાને પોતાના ખડમાં લઈ જઈ, તેને પોતાની છાતી સરસી ચાંપતાં બોલી: "બ્હેન ચોખેર વાલી, હું અતિ મંદ-ભાગિની છુ. હું રાક્ષસી છુ!"

આશા વ્યથિત ભાવે પરંતુ સ્નેહપૂર્ણ સ્વરે બોલી: "બ્હેન, એમ શા માટે કહો છો?"

વિનોદિની એક બાળકની પેઠે આશાની ગોદમાં પોતાનુ માથું રાખીને બોલી: "હું જ્યાં રહીશ ત્યાં કાંઈપણ અનિષ્ટ બનાવ બનશે, માટે બ્હેન, મને જવા દો. હું વનમાંજ વસીશ."

આશાએ પ્રેમથી વિનોદિનીની હડપચી પકડી, માથું ઉચુ કર્યું

અને કહ્યું: "તમારા વિના મને અહીં ગમશે નહિ."

મહેન્દ્ર ન મળવાથી બિહારીને શોચ થયો. કાંઈ પણ મિષ કાઢી પુનઃ વિનોદિની પાસે જઈ, આશા અને મહેન્દ્ર વચ્ચે શો કષ્ટપ્રદ બનાવ બન્યો છે તે જાણી લેવાનો તેણે વિચાર કર્યો. તેણે એ મિષ કાઢવાનુ ધાર્યું કે–' કાલે મારે ત્યાં પ્રીતિભોજન છે, તેથી મહેન્દ્રને કહેજો કે કૃપા કરી અવશ્ય ત્યાં આવે.'

વિનોદિનીના ખંડના દ્વાર પાસે આવી, બહારથીજ બિહારીએ બૂમ પાડી: "મોટાં ભાભી!"

બુમ પાડતાંજ તેણે જોયું કે અંદર બન્ને સખીઓ પ્રેમાલિંગન કરી બેઠેલી છે, અને બન્નેનાં નેત્રમાંથી અશ્રુ ટપકી રહ્યાં છે. એકાએક આશાને શંકા થઈ કે આજ બિહારીએ મારી સખીને કાંઈ પણ કટુ ભાષણ સંભળાવ્યુ હશે; અને તેથીજ આજે ને આજે કરી પાછા જવાની વાત તેણે કાઢી છે. 'આ બિહારીબાબુ સારા નથી. એમનુ હૃદય શુદ્ધ નથી.' એવો તેને વિચાર આવ્યો.

આશા આ પ્રમાણે બિહારી વિષે ખોટો અભિપ્રાય બાંધી જતી રહી. બિહારી પણ વિનોદિની પ્રત્યે પોતાની ભક્તિ વિશેષ દૃઢ કરી, ઘર તરફ જવા નીકળ્યો.

તે દિવસે રાતે મહેન્દ્રે આશાને જણાવ્યુ: "ચુની, હુ કાલે કાશી જઈશ."

આશાનું હૃદય ભયથી ધડકવા લાગ્યુ અને તે બોલી: "કેમ?"

મહેન્દ્ર: "ઘણા સમયથી કાકીને મળાયુ નથી, તેથી જરા તેમનાં દર્શન કરી આવું."

અન્નપૂર્ણાનું નામ સાંભળી આશાને બહુ લજ્જા લાગી. પોતાના સુખ દુઃખની ખટપટમાં પોતે માશીને વિસરી ગઈ અને મહેન્દ્ર તે પ્રવાસિની તપસ્વિને ભૂલ્યો નહિ, એ વિચારથી આશા પોતાના હૃદયને

કઠિન ગણી, ધિક્કારવા લાગી. તેને માશીનું સ્મરણ હમેશાં રહેવું જોઈએ હતું એમ તેને લાગ્યું.

**મહેન્દ્ર** બોલ્યો : " કાકી મને પોતાના જીવનનું સર્વસ્વ સોંપી ગયાં છેઃ એક વાર એમને મળવાને મારો જીવ તલપી રહ્યો છે. "

**મહેન્દ્ર**નુ હૃદય આટલુ બોલતાં બોલતાં ભરાઈ આવ્યું. તે **આશા**ના મસ્તક પર સ્નેહપૂર્ણ આશીર્વાદ સહિત ધીરે ધીરે પોતાનો હાથ ફેરવવા લાગ્યો. આમ એકાએક વૃદ્ધિંગત થયલા પ્રેમનો કશો મર્મ **આશા** સમજી શકી નહિ. આજે સાંજનાજ **વિનોદિની**એ જે અકારણ અધિક સ્નેહ દર્શાવ્યો હતો તે વૃત્તાંત તાજો થયો. **મહેન્દ્ર** અને **વિનોદિની**ની વાતો વચ્ચે કાંઈ પણ સંબંધ હશે કે કેમ તે તેને સમજાયુ નહિ. એક પ્રકારના ભયથી તેનું ચિત્ત ઘેરાઈ ગયુ. એકાએક તે બન્ને હાથે **મહેન્દ્ર**ને ભેટી પડી.

**આશા**ની અકારણ આશકા ગુપ્ત રહી નહિ. **મહેન્દ્ર** કહેવા લાગ્યો : " ચુની, તારી પૂણ્યાત્મા માશીનો આશીર્વાદ એના મંગલમય હસ્ત સમાન તારા શીશ ઉપર છે. તને કોઈ પ્રકારનો ભય ધરવાનું કારણ નથી. તે પોતે તારા સુખાર્થે સર્વ કાંઈ તજી ગઈ છે. તારૂં અશુભ કોઈ દિવસ પણ થાય એમ નથી. "

**આશા**એ ચિત્ત દૃઢ કરી સર્વ સંશય અને ભયને દૂર કર્યા. તેણે સ્વામિનો આશીર્વાદ અક્ષયકવચ સમાન મસ્તક ઉપર ધારણ કર્યો. પોતાની માશીને મનોભાવથી પ્રણામ કર્યા અને બોલી : " માશી, તમારા આશીર્વાદથી મારા પતિનું કલ્યાણ થાઓ. "

બીજે દિવસે પ્રાતઃકાળમાં **મહેન્દ્ર** કાશી ગયો. **વિનોદિની**ને તેણે કાંઈ પણ કહ્યું નહિ. **વિનોદિની**એ મનમાં વિચાર કર્યો : " પોતેજ અન્યાય કરે અને પોતેજ રૂડે એવો સાધુ તો આજ પર્યંત મેં કોઈ જોયો નથી ! પણ એવી સાધુતા બહુ દિવસ ટકતી નથી ! "

## પરિચ્છેદ ૨૨.

### બિહારી ઉપર કુદૃષ્ટિનો આરોપ.

સંસારથી અલગ થયલી, ભગવદ્દભજનમાં નિમગ્ન રહેલી, અન્નપૂર્ણાએ એક દિવસ જોયુ કે મજુરને માથે પેટી મૂકાવીને મહેન્દ્ર પોતાના મુકામ તરફ ચાલ્યો આવતો હતો. મહેન્દ્રને દેખી તેનું હૃદય સ્નેહથી છલકાવા લાગ્યું. તેની સાથે એવી પણ ભીતિ ઉત્પન્ન થઈ કે રખેને આશાના સંબંધમાં પોતાની મા સાથે કલહ મચાવી, તેનુ અપમાન કરી, હવે સાંત્વન મેળવવાને તે મારી પાસે આવ્યો હશે.

બાળપણથી મહેન્દ્રની એજ ટેવ હતી કે જ્યારે પણ કઈ સંતાપ કે સંકટ તેને જણાય ત્યારે તે પોતાની કાકી પાસે દોડી જતો. જ્યારે તે કોઈ સાથે લઢી વઢીને આવતો ત્યારે અન્નપૂર્ણા તેના મનનુ સાંત્વન કરતી. કાંઈ પણ દુઃખ ઉપસ્થિત થયું હોય તો ધૈર્ય ધરી સહન કરવા ઉપદેશ કરતી. પરન્તુ લગ્ન થયા બાદ, મહેન્દ્રના જીવનમા સર્વથી એક અધિક દુઃખનુ જે કારણ ઉપસ્થિત થવા પામ્યુ હતું તેને દૂર કરવું કિંવા તે માટે મહેન્દ્રના મનનું સાંત્વન કરવું એ અન્નપૂર્ણાની શક્તિ ઉપરાંતની વાત થઈ પડી હતી. તેને નિશ્ચય થયો હતો કે એ વિષયમાં પોતે ગમે તે ભાવે પણ વચ્ચે પડશે તે છતાં પણ કશુ શુભ પરિણામ ન આવતાં ઉલટું અનિષ્ટ થશે; કલહ ઓછો થવાને બદલે વધશે. જ્યારે આવી સ્થિતિ તેણે જોઈ ત્યારે તે સંસાર તજી દૂર થઈ. જેમ એક બિમાર બાળક પાણીને માટે ટળવળે છે અને વૈદ્ય કે ડાક્ટર તેને પાણી આપવા દેતા નથી ત્યારે માતા આકુળવ્યાકુળ બની ત્યાંથી દૂર થઈ

જાય છે, તેમ અન્નપૂર્ણા ગૃહ તજી કાશી જતી રહી હતી. અન્નપૂર્ણા પોતાના મનમાં કહેવા લાગી: "સંસાર તજી હું એટલે દૂર આવી ભગવદ્ભજનમાં પ્રવૃત્ત રહી સંસારના ઝઘડા વિસરી ગઈ હતી; પણ આજ મહેન્દ્ર મને તેમાં પુનઃ તરબોળવા આવ્યો છે કે શુ?"

પરંતુ અન્નપૂર્ણાનો એ તર્ક નિરર્થક હતો. મહેન્દ્રે આશાનો પક્ષ લઈ માતા સાથે કંઈ કલહ કર્યો નહતો. પણ અન્નપૂર્ણાને હવે અન્ય શંકા ઉપજી. જે મહેન્દ્ર આશાને છોડી કૉલેજ પણ નહોતો જતો, તે મહેન્દ્ર આજે કાકીની ખબર કાઢવા આટલે દૂર એકલો કેમ આવ્યો? ત્યારે શું હવે આશા અને મહેન્દ્ર વચ્ચે પ્રથમ જેવો અનુરાગ નથી? પ્રેમભાવ શિથિલ બની ગયો?

અન્નપૂર્ણાએ પૂછ્યું: "મહેન્દ્ર ખરૂ કહેજે, ચુની કેમ છે?"

મહેન્દ્રે કહ્યું: "આનંદમાં છે."

અન્નપૂર્ણા: "આજકાલ હવે કેમ ચાલે છે? તમે બે હજુ પહેલાંની પેઠેજ રહો છો કે ઘરના કામકાજમાં કાંઇ લક્ષ રાખો છો?"

મહેન્દ્ર: "હમણાં તો બધું પરિવર્તન થઈ ગયુ છે. વાંચવા લખવાનુ ઉંચુ રહી ગયુ છે. તમે ત્યાં હોત તો જોઇને પ્રસન્ન થાત કે તમારા અભિપ્રાય પ્રમાણે, વાંચવા લખવાનું શિખવામાં આપણા દેશની સ્ત્રીઓએ જેટલી બેદરકારી રાખવી જોઈએ તેટલી રાખવામાં તે કાંઈ પણ ન્યુનતા નથી રાખતી!"

અન્નપૂર્ણા: "બિહારીની શી સ્થિતિ છે?"

મહેન્દ્ર: "પોતાનું કામ છોડી તે બીજાં સર્વે કાંઈ કામ કરે છે. મુનીમ, ગુમાસ્તા, તેની જાગીર વગેરેની સંભાળ રાખે છે. પણ તે કેવી સંભાળ રાખે છે તે મારાથી કહી શકાય એમ નથી. બિહારીનો એ હમેશનો સ્વભાવજ છે. પોતાનું કામ અન્ય લોકો કરે અને પારકાનાં કામ એ પોતે કરે, એજ એની ઢબ ચાલુ છે."

અન્નપૂર્ણા : " એ લગ્ન કરવાનો કાંઈ વિચાર કરે છે કે નહિ ?"

મહેન્દ્ર હસીને બોલ્યો : " તે દિશામાં કંઈ પ્રવૃત્તિ જણાતી તો નથી ! "

આ વાતથી અન્નપૂર્ણાના હૃદયમાં ભારે ખટકો લાગ્યો. ચુનીને જોઈ ત્યારે ઉત્સાહ સાથે બિહારી લગ્ન કરવા ઉત્સુક બન્યો હતો; પરન્તુ અકસ્માત તેને અન્યાય કરી તેનો ઉત્સાહ ભાગી પાડવામાં આવ્યો એ તેને સાંભરી આવ્યું. બિહારીએ તે જ સમયે કહ્યું હતું : " કાકી, હવે લગ્ન કરવા કદિ પણ મને આગ્રહ કરશો નહિ. " આ વ્યથાપૂર્ણ વાતના સ્મરણથી અન્નપૂર્ણાને ખેદ થયો. પોતાના પ્રિય પુત્ર સમાન બિહારીને આવી અવસ્થામાં છોડી પોતે અહીં આવી અને તેના હતાશ–ભગ્ન હૃદયનું જરા પણ સાંત્વન ન કરી શકી એવો ઠપકો વારંવાર તે પોતાને આપવા લાગી. તે ભયથી વિચારવા લાગી : ' અરે ! અદ્યપિ બિહારી આશાને વિસરી શક્યો નથી ? ! '

મહેન્દ્રે કોઈ સમયે હસતા, તો કોઈ સમયે ગંભીર બની, પોતાને વિષે અને આશાને વિષે ઘણી ઘણી વાતો કાઢીને કહી. વિનોદિનીનું નામ માત્ર તેણે દીધુ નહિ.

કૉલેજ હમણાં ચાલુ હતી, તેથી મહેન્દ્ર કાશીમા ઝાઝા દિવસ રહી શકે નહિ. પરન્તુ ગભીર માંદગી પછી સ્વાસ્થ્ય સુધારનારી તાજી હવામાં રહી, આરોગ્યલાભ પ્રાપ્ત કરવામાં જેવા સુખનો અનુભવ થાય છે તેવું સુખ તેને કાશીમાં કાકીના સહવાસથી મળી રહ્યું હતું, તેથી એક એક કરતાં ઘણા દિવસ વીતી ગયા. તેના મન અને બુદ્ધિ વચ્ચે જે એક પ્રકારનો વિરોધ પ્રકટી રહ્યો હતો તે પણ ધીરે ધીરે નષ્ટ થયો. ધર્મપરાયણા કાકીની પવિત્ર મૂર્તિના પ્રભાવથી અને તેના શાંતિદાયક ઉપદેશથી મહેન્દ્રને સંસારનાં કર્ત્તવ્યનું પાલન એટલું તો સહજ અને સુખપૂર્ણ જણાયું કે પોતાના ચિત્તમાં ઉપસ્થિત

થયેલા ક્ષણિક ઉદ્વેગ માટે તેને હસવું આવ્યું. અંતે **મહેન્દ્રે** વિશ્વાસ અને દૃઢતાથી વિચાર્યું કે, "મારા હૃદયમાં **આશા** જે સ્થાને છે તે સ્થાનેથી તેને દૂર કરવાનું સામર્થ્ય હું કોઈનામાં પણ જોતો નથી."

**મહેન્દ્રે** કાકીને કહ્યું: "કાકી, હવે મને જવાની આજ્ઞા આપો. મારો અભ્યાસ બગડશે. બનશે તો પુનઃ આપનાં દર્શન કરવા કોઈ સમયે આવીશ."

**મહેન્દ્ર** ઘેર જઈ **આશાને** તેની માશીએ મોકલેલો ઉપહાર, કંકુનો[1] એક ડાબલો, ચુડીયોની જોડ આપ્યાં ત્યારે તેના નેત્રમાંથી હર્ષનાં અશ્રુ વહેવા લાગ્યાં. માશીની પરમ સ્નેહમય લાગણી અને માશી ઉપર પોતાના અને સાસુના કારણે વીતેલા ઉપદ્રવનુ સ્મરણ થતાં **આશાનુ** હૃદય પાછું વ્યગ્ર બની ગયુ. તેણે પોતાના પતિને કહ્યું: "મને પણ ઇચ્છા થાય છે કે એક વાર હું પણ માશી પાસે જઈ આવું."

**મહેન્દ્ર આશાની** મર્મવેદના સમજી ગયો અને થોડા દિવસ તેને તેની માશી પાસે મોકલવા તૈયાર થયો. પણ પુનઃ કૉલેજમા ગેરહાજર રહેવાની તેની હિમ્મત ચાલી નહિ.

**આશાએ** કહ્યું: "મારી કાકી થોડાક દિવસમા **કાશી** જવાનાં છે, તેમની સાથે હું જાઉં તો કેમ?"

**મહેન્દ્રે** પોતાની માને પૂછ્યુ: "બા, ચુની કાકીને મળવા **કાશી** જવા કહે છે."

**રાજલક્ષ્મી** કંઈક કટાક્ષથી બોલી: "વહુની મરજી જવાની થઈ છે તો તે **અવશ્ય** જશે. જા, લઈ જા તેને."

**મહેન્દ્રે** વળી પાછો કાકીની પાસે જવા આવવાનો ક્રમ શરૂ કર્યો

---

**૧. હિંદુઓમાં સૌભાગ્યવતી સ્ત્રીઓને કંકુની ભેટ આપવી એ તેઓનું સૌભાગ્ય સદા કાયમ રહે એવા આશીર્વાદ રૂપ ગણાય છે.**

તે રાજલક્ષ્મીને રૂચ્યુ નહિ. તેમાં વળી જ્યારે તેણે જાણ્યું કે આશા પણ ત્યાં જવા માગે છે ત્યારે તો તેને ઘણીજ ચીઢ ચઢી.

મહેન્દ્ર બોલ્યો : "મારે કૉલેજ જવાનું છે એટલે મારાથી તો સાથે જવાય એમ નથી. એના કાકા જવાના છે તેમની સાથે એ જશે."

રાજલક્ષ્મી : ' એ તો વળી વધારે સારૂ દેખાશે. એ મ્હોટા લોક છે. એ થોડાજ આપણા પેડે ચાલે છે. એમની સાથે જવાથી આપણી આબરૂ ઘણી વધશે."

આ નિરંતરની વ્યગ્યવર્ષાથી રાજલક્ષ્મી પ્રત્યે મહેન્દ્રનું મન વધારે ને વધારે કઠિન બનતું ગયુ. તેણે કંઈ ઉત્તર આપ્યો નહિ. પોતાના મનમાં આશાને કાશી મોકલાવવાનો નિશ્ચય કરી તે ચાલ્યો ગયો.

બિહારી જ્યારે રાજલક્ષ્મીને મળવા આવ્યો ત્યારે તે બોલી : "અરે બિહારી, આશા કાશી જવાની તૈયારીઓ કરી છે, એની તને ખબર છે કે ?"

બિહારી : " શુ કહો છો માજી ? વળી પાછો અભ્યાસમાં વિક્ષેપ પાડી મહેન્દ્રભાઈ કાશીએ જાય છે ?"

રાજલક્ષ્મી : " ના રે, મહેન્દ્ર ક્યાં જાય છે ? એ જાય તો પછી જુની રૂઢિ ચાલુ રહે ને ? મહેન્દ્ર અત્રે રહેશે અને આશા પોતાની કાકી સાથે કાશી જશે ! એ તો આજકાલના છોકરા બધા 'સાહેબ* લોકો' અને છોકરીઓ 'મડમો' બનતી જાય છે !"

બિહારી મનમાં દિલગીર થયો. તેની દિલગીરી આજકાલના જમાનાનાં 'સાહેબ', 'મડમો' બની જતા લોકો માટે નહતી. તે

* સામાન્ય રીતે 'સાહેબ' એ શબ્દ હિંદુસ્તાનમાં માનદર્શક થઇ પડયો છે, પણ બંગાળામાં તેનો અર્થ માત્ર વિદેશીપણું–સામાન્ય રીતે અંગ્રેજીપણું સૂચવે છે.

પોતાના મનમાં વિચારવા લાગ્યો : " આ બધી ગડબડ શી છે ? મહેન્દ્ર જ્યારે કાશીએ ગયો ત્યારે આશા અહિં રહી, અને હવે તે જ્યારે પાછો આવ્યો ત્યારે આશા ત્યા જવા તૈયાર થઈ! બન્ને વચ્ચે કંઈ પણ દુઃખદ ઘટનાનો આરંભ થઇ ચૂક્યો લાગે છે. પણ એ નિભશે કેટલો સમય ? હું તેનો મિત્ર છતાં મારાથી પણ એનો કોઈ ઉપાય થતો નથી ? શુ દૂર તટસ્થરૂપે રહી જોયા સિવાય મારાથી બીજું કાંઇ પણ થઇ શકશે નહિ ? "

માતાના આજના વર્તનથી મહેન્દ્રને બહુ ક્ષોભ ઉત્પન્ન થયો. તે પોતાના શયનખંડમાં જઈને બેઠો. વિનોદિની મહેન્દ્રને મળી નહિ ત્યારે આશા તેને પોતાના ખંડમાં લઈ આવવા યત્ન કરવા લાગી.

એજ સમયે બિહારીએ આવી મહેન્દ્રને પૂછ્યુ : " કાશી જવાનું નક્કી કર્યું કે પછી ? "

મહેન્દ્રે ઉત્તર આપ્યો : " હા, એમાં પછી શો વાંધો હોય ? "

બિહારી : " વાંધાની વાત ક્યાં છે ? પણ એકાએક વળી એ વિચાર ક્યાંથી થયો ? "

મહેન્દ્ર બોલ્યો : " માશીને મળવાની ઉત્કટ ઇચ્છા ! પ્રવાસે આત્મીયજનને જોવાની ઉત્કંઠા થાય, એમાં તને શું કંઈ વિચિત્રતા જણાય છે ? "

બિહારી : " તમે પણ સાથે જાઓ છો ને ? "

આ પ્રશ્ન સાંભળતાંજ મહેન્દ્ર સમજી ગયો કે બિહારી એ કહેવા આવ્યો હતો કે આશાને તેના કાકા સાથે કાશી મોકલવી એ યોગ્ય નહતું. બહુ બોલતાં કદાચ ક્રોધ વધી જાય એમ ધારી મહેન્દ્રે સંક્ષિપ્તમાંજ જણાવ્યું : " ના. "

બિહારી મહેન્દ્રના સ્વભાવથી સારી રીતે જાણીતો હતો. તેના મનમાં જે ક્રોધ સળગી રહ્યો હતો તે બિહારીથી ગુપ્ત રહ્યો નહિ

**બિહારી** એ પણ જાણતો હતો કે **મહેન્દ્ર** જે વાતની હઠ પકડતો તે પુરી કરતો ત્યારેજ તેને જંપ વળતો. તેના વિચારને ફેરવવો એ સુલભ નહતું, તેથી **બિહારી મહેન્દ્ર**ના જવા વિષે કંઈ વધુ બોલ્યો નહિ. તેણે વિચાર્યું: 'અગર **આશા** કંઈ મનોવ્યથાથી કાશી જતી હશે તો તેની સાથે **વિનોદિની**ના જવાથી તેને ઠીક સોહાશે.' એ વિચારથી ધીરે ધીરે **બિહારી** બોલ્યો: "ઠીક ત્યારે, ધારો કે મોટી ભાભી સાથે જાય તો કેમ?"

હવે **મહેન્દ્ર**થી રહેવાયુ નહિ. તે ગર્જી ઉઠ્યો: "**બિહારી**, તું તારા મનની વાત સ્પષ્ટપણે શા માટે નથી કહેતો? મારી સાથે છળકપટ કરવાની શી અગત્ય છે? હુ સમજુ છું ક તને એવો શક છે કે હુ **વિનોદિની**ને ચાહુ છુ. પણ એ તારો ચોખ્ખો ભ્રમ છે! હું એને જરા પણ ચહાતો નથી. મારી રક્ષા કરવા તારે પહેરો ભરવાની કાંઈ જરૂર નથી. તું પ્રથમ તારી પોતાની સંભાળ રાખ. તારા મનમાં જો સરળ મિત્રતાનો ભાવ હોત તો તેં તારા મનની વાત મને ક્યારની-એ જણાવી હોત, અને મિત્રના અન્તઃપુરથી તું પોતે દૂર રહ્યો હોત. હું તને મારા મનની ચોખ્ખી ધારણા કહું છું કે તું **આશા** તરફ કુદૃષ્ટિ રાખે છે."

જેમ વેદનાથી પીડાતા અંગપર કોઈનો પગ જોરથી પડે છે અને તે પીડિત મનુષ્ય કંઈ પણ વિચાર વિના અત્યત જોશથી પગને હઠા-વવા જાય છે, તેમ **બિહારી** ખુરશી ઉપરથી જોશભેર ઉઠીને **મહેન્દ્ર**ની સામે ધસ્યો, પણ પછી એકદમ સાવધ બની મન ઉપર કાબૂ રાખી તે પાછો પોતાની ખુરશીમાંજ બેસી ગયો.

એ સમયે એની અવસ્થા વિચિત્ર બની ગઈ. ક્રોધાવેશને રોકતાં અશ્રુ ભરાઈ આવ્યાં. તેના મ્હોં ઉપર ખિન્નતા અને તેને પરિણામે ફિકાશ છવાઈ રહી.

"ઇશ્વર તમને ક્ષમા કરો. હું હવે જઇશ." એટલું મહા કષ્ટે બોલી, બિહારી મહેન્દ્રના ઓરડામાંથી બહાર નીકળ્યો. મહેન્દ્રના ઓરડાની બાજુનાજ ખડમાં વિનોદિની હતી. આશા પણ તેની સાથેજ હતી. વિનોદિની બહાર આવી અને બોલી: "બિહારી બાબુ!"

બિહારી ભીંતને આધારે ઉભો રહી હસવાનો પ્રયાસ કરતાં બોલ્યો: "શું કહો છો ભાભી?"

વિનોદિનીએ કહ્યું: "બિહારી બાબૂ, મારી ચોખેર વાલી સાથે હું પણ કાશી જઇશ."

બિહારી બોલ્યો: "નહિ મોટાં ભાભી, એ નહિ બને. એમ મારા કહેવાથી તમારે કાંઈ પણ કરવાનું નથી. હું કંઈ આ ઘરનો માણસ નથી. મને અહિંની કોઈ પણ વાતમાં માથું મારવાનો અધિકાર નથી. મારા વચ્ચે પડવાથી સારૂં પરિણામ નહિ આવે! તમે દયાનાં દેવી છો. તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. હું જાઉં છું."

એટલું કહી બિહારી આગળ વધ્યો. વિનોદિની બોલી: "બિહારી-બાબુ, આમ જતા ન રહો. હું કંઈ દેવી નથી! તમારા આ પ્રમાણે જતા રહેવાથી કોઈને હાનિ થાય તો પછી મને દોષ ન દેતા."

બિહારી તો ચાલ્યોજ ગયો. મહેન્દ્ર પોતાના ઓરડામાં બેઠો હતો. વિનોદિની મહેન્દ્ર ઉપર એક વજ્ર સમાન કઠિન અને અગ્નિમય કટાક્ષબાણ ફેંકી, પોતાના ખડમાં ચાલી ગઈ. ત્યાં આશા શરમથી અર્ધ મૃત્યુપ્રાય સ્થિતિમાં પડેલી હતી. બિહારી પોતાને ચાહે છે, એવું મહેન્દ્રના મ્હોંથી સાંભળીને શરમને લીધે તેનાથી ઉંચે જોવાયું નહિ; પરન્તુ તેની આવી દશા છતાં વિનોદિનીને તેના પ્રત્યે કશી લાગણી થઈ નહિ. એ સમયે કદાચ ચક્ષુ ઉઘાડી આશાએ વિનોદિની તરફ દૃષ્ટિ કરી હોત તો તે અવશ્ય ભયભીત બની જાત. વિનોદિનીનો દેખાવ એ સમયે એક ખૂની જેવો થઈ રહ્યો હતો. તે પોતાના મનમાં

કહેવા લાગી : " ખોટું, તદ્દન ખોટું ! મને કોઈ ચાહતું નથી, અને આ અજ્ઞાન મૂઢને સર્વ કોઈ ચાહે છે ! "

જે દિવસે મહેન્દ્રે આવેશમાં બિહારી આગળ બોલી તો દીધું હતું કે " હુ નીચ, પાપી છું." તે દિવસે જ્યારે તેનું મન શાંત પડયું ત્યારે બિહારી આગળ પોતાની માનસિક નિર્બળતા આમ પ્રકટ થઈ ગઈ તે વિચારે ઘણો શરમિન્દો બની ગયો હતો, અને એમ લાગ્યુ હતું કે જાણે એથી મારો બધો ભેદ પ્રકટ થઈ ગયો. મહેન્દ્ર વિનોદિનીને ચાહતો નથી, એમજ તે બતાવવા જતો હતો; પરતુ બિહારી સમજે છે કે મહેન્દ્રનો વિનોદિની પ્રત્યે પ્રેમ છે; એ કારણથી મહેન્દ્રને બિહારી પ્રત્યે ઘણો રોષ ઉત્પન્ન થયો. વિશેષમાં તે દિવસ પછી જ્યારે જ્યારે બિહારી અને મહેન્દ્ર સામસામા મળતા ત્યારે જેમ જાણે બિહારી કુતૂહલ સાથે પોતાના હૃદયની કોઈ વાત જાણવાનો પ્રયાસ કરી ન રહ્યો હોય એમ મહેન્દ્રને લાગતું. અંતરૂર્ષ્યા ધીરે ધીરે વૃદ્ધિંગત થતી જતી હતી, અને આજે સ્હેજ પ્રસંગ મળતાંજ તે બહાર નીકળી પડી હતી.

પરંતુ જે ઔત્સુક્યથી વિનોદિની પાસેના ખંડમાંથી બહાર આવી, જે દીનતાથી બિહારીને ચાલ્યા ન જવાની તેણે વિનંતી કરી, અને વચન રાખવા ચુની સાથે કાશી જવા તેણે જે વિચાર પ્રકટ કર્યો તેની મહેન્દ્રે પ્રથમ કદી કલ્પના નહોતી કરી. એ દૃશ્યથી મહેન્દ્રનું હૃદય વિહ્વલ બની ગયુ. મહેન્દ્રે બિહારીને કહ્યું તો ખરૂં કે હું વિનોદિનીને ચાહતો નથી; પણ પછી તેણે જે જોયું ને સાંભળ્યુ તેથી તેનું ચિત્ત સ્થિર રહી શકયુ નહિ ! વિનોદિનીએ જે કંઈ કહ્યું, તે સર્વ ઉપર પોતે જેટલો વિચાર કરવા લાગ્યો તેટલું તેને કષ્ટ થયુ. તેને સંતાપ સાથે એ પણ ભાન થયુ કે " વિનોદિનીએ મારે મોઢેજ સાંભળ્યું કે હું તેને ચાહતો નથી ! "

— —

## પરિચ્છેદ ૨૩.

### છંછેડાયલી મધુમક્ષિકા.

**મહેન્દ્ર** મનમાં વિચાર કરવા લાગ્યો કે વિનોદિની ઉપર મારો પ્રેમ નથી, એમ મેં કહ્યું, એ વાત સત્ય હોવા છતાં પણ કંઈક કટુ લાગે એવી થઈ. ધારો કે હું વિનોદિનીને નથીજ ચાહતો, પરંતુ "હું નથી ચાહતો" એ શબ્દોચ્ચાર અત્યંત કટુ અને કઠોર છે ! એવી કઈ સ્ત્રી હશે કે જેને આ સાંભળ્યાથી દુઃખ ન થાય ? એ વાતનો પ્રતિવાદ કરવાનો અવસર ક્યારે અને ક્યાં મળશે ? હું એને ચાહું છુ ? એમ તો કહી શકાય નહિ, પરન્તુ એથી વિરુદ્ધ વાત પણ જરા ખોટું ન લાગે એવી તરેહથી કરી હોત તો ઘણું સારૂ થાત. ગમે તે પ્રકારે પણ વિનોદિનીના ચિત્તમાંથી એ વિચારથી થયેલી અસર નષ્ટ કરવી આવશ્યક છે !" આ પ્રમાણે નિશ્ચય ઉપર આવી તેણે પોતાની પેટીમાંથી પ્રથમના ત્રણ પત્રો બહાર કાઢયા. તે મનમાં કહેવા લાગ્યો : "વિનોદિની મને ચાહે છે એમાં તો કંઈ શકાજ નથી, પરન્તુ કાલે એ બિહારી પાસે કેમ દોડી ગઈ હશે ? અવશ્ય મારા ઉપર રોષે ભરાઈ મને ચીઢવવા તેણે એમ કર્યુ હશે ! મેં જ્યારે સ્પષ્ટપણે એમજ કહી દીધુ કે, "હુ એને ચાહતો નથી," ત્યારે સ્વાભાવિક છે કે એ મને પણ નજ ચાહે, અને એજ પ્રમાણે મારાથી અપમાન પામેલી તે બિહારી પ્રત્યે પ્રેમ દર્શાવે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી." વળી તેને વિચાર આવ્યો : "માનો કે 'વિનોદીનીને હું નથી ચહાતો' એ શબ્દો તેણે સાંભળ્યા. પરન્તુ તેમાં દોષરૂપ શું છે ? અને મારી તરફના અભાવને લઈને વિનોદિની મારાથી વિમુખ થવા યત્ન કરે તો તેમાં હાનિ પણ શી છે ?" એમ

એક ડુબતો મનુષ્ય, પોતાની નિકટની હલકી વસ્તુને પણ અતિબળથી પકડી લે છે તેમ વ્યાકુલતાથી મહેન્દ્ર યથાશક્તિ આશાને પોતાના હૃદયમાં સ્થાપિત કરવા યત્ન કરવા લાગ્યો.

રાત્રે મહેન્દ્રે આશાને દૃઢાલિંગન કરતાં પૂછ્યુ: "ચુની, સાચ્ચુ કહે જોઈએ, તું મને કેટલી ચાહે છે? તારો મારા ઉપર કેટલો પ્રેમ છે?" આશા મનમાં વિચાર કરવા લાગી: "આ તે કેવો પ્રશ્ન! બિહારીના સંબંધમાં આજે દિવસના જે પ્રસંગ ઉપસ્થિત થયો હતો તેથી તો આ પ્રશ્ન નહિ કરતા હોય? શું મારે માટે તેમને કંઈ શંકા ઉપજી હશે?" તે બોલી: "જાઓ, જાઓ, આજે તમે આવો પ્રશ્ન તે ક્યાંથી કહાડ્યો? હું તમને વિનવીને કહું છુ કે મને એનો સ્પષ્ટ ખુલાસો કરો. તમને કદિ પણ મારા પ્રેમમાં કોઈ પ્રકારની ન્યુનતા જણાઈ છે?"

મહેન્દ્ર આશાને મ્હોંથીજ તેના પ્રેમનુ વિશેષ પ્રમાણ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી વળી બોલ્યો: "ત્યારે તને કાશી જવાની ઇચ્છા શાથી થઈ?"

આશા સત્વર બોલી: "હવે મને કાશી જવાનું મન છેજ નહિ. મારે કોઈ પણ સ્થાને જવું નથી."

મહેન્દ્ર: "તે દિવસે તો તેં મારી આગળ તારી ઇચ્છા બતાવી હતી."

આશા દુઃખી બની, દીન વાણીથી બોલી: "પણ તમે નથી જાણતા કે હું કેમ જવા માગતી હતી?"

મહેન્દ્ર: "મારા કરતાં માશી પાસે તને શુ અધિક સુખ મળત?"

આશા: "કદી નહિ. હું સુખ મેળવવા માટે જવાનીજ નહોતી."

મહેન્દ્ર બોલ્યો: "હું સાચું કહું છું કે મને એમ લાગે છે કે અન્ય કોઈ પુરુષ સાથે તારાં લગ્ન થયાં હોત તો તું આથી વિશેષ સુખ પ્રાપ્ત કરી શકત."

આ શબ્દો સાંભળતાંજ પતિવ્રતા બાલિકા ક્ષોભ અને અભિમાન-થી મહેન્દ્રના બાહુપાશમાંથી ખસી જઈ તકિયા ઉપર પોતાનું માથું છુપાવી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. મહેન્દ્રે સાન્ત્વન આપવા માટે તેને પોતાની પાસે ખેંચવા પ્રયાસ કર્યો, પણ તે તકિયાને વળગીજ રહી. પતિવ્રતાના આ અભિમાનથી મહેન્દ્રના હૃદયમાં સુખ, ગર્વ અને વિનોદિની પ્રત્યેના ધિક્કારનાં આંદોલન ઉદ્ભવી રહ્યાં.

જે વાત આજ લગી સર્વના હૃદયમાં આભાસ રૂપે રહી હતી તેણે એકાએક સ્પષ્ટપણે બહાર નીકળી સર્વને ચચળ અને વ્યગ્ર બનાવી દીધાં.

વિનોદિની વળી જુદોજ વિચાર કરી રહી હતી: "આપણે કદાચ એમ માનિયે કે બિહારી આશાને નથી ચાહતો, પણ મહેન્દ્રે જ્યારે મોંઢામોંઢ અને સ્પષ્ટપણે તેના ઉપર દોષારોપ કર્યો ત્યારે તેણે તેનો પ્રત્યુત્તર કેમ ન આપ્યો ?" કદાચ બિહારીએ મિથ્યા પ્રતિવાદ કર્યો હોત તોપણ વિનોદિની પ્રસન્ન થાત.

મહેન્દ્ર બિહારીને ખીજ્યો એ પણ યોગ્યજ થયુ છે. વળી વિનોદિનીને વિચાર આવ્યો: "બિહારી સત્યપ્રિય અને ધર્મિષ્ટ છે: તે પરસ્ત્રી આશાને કદિ પણ ચાહેજ નહિ ! એ ખીજવાઇને જતો રહ્યો, એ પણ ઠીક થયુ. હું નિશ્ચિન્ત થઈ."

પરન્તુ બિહારીનો ધોળી પુણી જેવો થઈ ગયેલો ચહેરો વિનો-દિની કોઈ પણ પ્રકારે ભૂલી શકી નહિ. હરઘડીએ અને હરપળે, હરેક કામમાં તે એની દૃષ્ટિ સમિપ તરવા લાગ્યો. વિનોદિનીના હૃદયમા જે સેવા-વિરતમૂર્તિ બિરાજી હતી તેને બદલે આ આર્તમુખનુ સ્મરણ થતાં તે વ્યાકુળ થવા લાગી. જેમ મા પોતાના રોગી બાળકને કેડે લઈ ગૃહમાં ફરતી ફરે છે તેમ વિનોદિની આ આતુરમૂર્તિને હૃદયમાં રાખી ગૃહકાર્ય સભાળવા લાગી. બિહારીને સ્વસ્થ અને પ્રસન્ન કરી પુનઃ તે

સરળ સુંદર મુખ ઉપર ગુલાબી ઝલક અને તેજ જોવાની વિનોદિનીને એટલી આતુરતા થઈ કે તે આતુરતાએ તેને અધીર બનાવી મૂકી. હરઘડી આમ વ્યગ્ર ચિત્ત રહેવાથી વિનોદિનીએ બે ત્રણ દિવસમાં બિહારી ઉપર એક ચિઠ્ઠી લખી મોકલી.

" બિહારી બાબૂ !

તે દિવસે તમારો ઉદાસ ચ્હેરો જોઈ મારા જીવને બહુ કષ્ટ થયું છે. તે દિવસથી મને એકજ ઇચ્છા રહે છે કે ક્યારે તમે પાછા સ્વસ્થ થાઓ ! જેવા પૂર્વે હતા તેવા બનો. તમારા વદનકમળ પરનું સરળ સ્વાભાવિક હાસ્ય પુનઃ પાછું ક્યારે દૃષ્ટિગોચર થશે ? તમારી ઉદાર મધુર વાતચિત ક્યારે સંભળાશે ? તમારી શી સ્થિતિ છે તે અવશ્ય જણાવશો.

તમારી મોટી ભાભી. "

વિનોદિનીએ મ્હારાજ સાથે આ ચિઠ્ઠી બિહારીને ત્યાં મોકલી.

બિહારી આશાને ચાહે છે, એ વાત આવી નિન્દિત રીતિએ મહેન્દ્ર કહેશે એવી કલ્પના પણ બિહારીને કોઈ સમયે આવી ન હતી; કારણ કે તે પોતે આવા વિચારને કદિ પોતાના મનમા પ્રવેશવા દેતોજ નહિ. જ્યારે મહેન્દ્રના મ્હોંમાંથી એ વાક્ય નીકળ્યું ત્યારે પ્રથમ તો બિહારી વજ્રપાતથી ઘાયલ થયો હોય તેમ સ્તબ્ધજ થઈ ગયો. પણ પછી તે ક્રોધ અને ઘૃણાથી ઉશ્કેરાઈને બોલ્યો: " કેવો અન્યાય ! કેવો અવિચારી સંદેહ ! "

પરંતુ એક વાત ઉપસ્થિત થઈ તે એકદમ બંધ નથી પડતી. એમાં જે સત્ય બીજ હતું તે જોતજોતામાં અંકુરિત બની ગયું. પ્રથમ જ્યારે બિહારી મહેન્દ્ર સાથે કન્યા જોવા ગયો હતો ત્યારે ત્યાં સૂર્યાસ્ત સમયે ઉદ્યાનનાં તાજાં પ્રફુલ્લ પુષ્પોથી સુગંધિત બનેલા વાયુપ્રવાહમાં

લજ્જા અને સંકોચવાળી બાલિકાના જે સુન્દર સુકુમાર વદનને તેણે પોતાનું માની અનુરાગદષ્ટિએ નીરખ્યું હતું તે વારંવાર તેના સ્મરણમાં તાજું થવા લાગ્યુ. તેની છાતી ઉપર કોઈએ કેમ જાણે ભારે બોજો મૂક્યો ન હોય તેમ એક પ્રકારની કઠિન પીડા તેના હૃદયને દમવા લાગી. આજ પર્યંત પ્રકટપણે બિહારીને જે જણાયુ ન હતું તે આજે તેના હૃદયમાં સ્પષ્ટપણે જણાવા લાગ્યું. જેનુ પોતાની પાસે પણ કંઈ પ્રમાણ નહોતું તે મહેન્દ્રના કહેવાથી વિરાટ સ્વરૂપ ધારણ કરી અંદર અને બહાર એમ બિહારીની આસપાસ સર્વ સ્થળે પરિવ્યાપ્ત થઈ ગયુ.

આમ થવાથી બિહારી પોતાને દોષિત ગણવા લાગ્યો. તેણે પોતાના મનમાં કહ્યું: "મારે ક્રોધ કરવો યોગ્ય નથી. એક વાર મહેન્દ્રની ક્ષમા માગી પછી હવે મારે તેને ત્યાં જતા આવતા બંધ થવું જોઈએ. તે દિવસ મહેન્દ્રને દોષિત ગણી તથા મને પોતાને વિચારશીલ ગણી, મહેન્દ્ર સાથે તકરાર કરી હું ચાલ્યો આવ્યો, પણ મારી આ ભૂલનો મહેન્દ્ર સમક્ષ સ્વીકાર કરવો એ ઉચિત છે."

બિહારી એમ જાણતો હતો કે આશા કાશીએ ગઈ હશે. એક દિવસે સંધ્યાકાળે ફરતો ફરતો તે મહેન્દ્રને ત્યાં આવી પહોંચ્યો. રાજલક્ષ્મીના એક દૂરના મામા દીનાનાથ બહાર બેસી હુક્કો પીતા હતા. તેને જોઈ બિહારીએ પૂછ્યુ: "સર્વ કુશળ તો છે ને?"

દીનાનાથ: "હા. સર્વ કુશળ છે."

બિહારી: "ભાભી કાશી ક્યારે ગયાં?"

દીનાનાથ: "તે ગઈ નથી, ને જવાની પણ નથી."

એ સાંભળી બિહારીનુ મન, એક તોફાની ઘોડાની પેઠે અંદર જવા કુદી રહ્યું. પહેલાં પોતે જેવા સરળ ભાવથી, અને આનંદથી, એક આત્મીય જનની પેઠે ઘરમાં પ્રવેશ કરતો હતો, સર્વ સાથે હળીમળીને હસી ખુશીની વાતચીત કરતો હતો, અને કોઇ પ્રકારનો પણ

સંકોચ પામતો ન હતો તે પ્રમાણે આજ અંદર દાખલ થવું, હસવું બોલવું, એ બધું અનુચિત અને દુર્લભ જાણી તે ગુંચવણમાં પડી ગયો. એક વાર પણ ઘરમાં દાખલ થઈ, ઘરના મનુષ્યની પેઠે રાજલક્ષ્મી સાથે કાંઈ વાતચીત કરવા તેનું મન ઘણું ઉત્સુક બની રહ્યું.

દીનાનાથ બોલ્યો: " અંધારામાં કેમ ઉભા રહ્યા છો ? અંદર આવો ને ? "

બિહારી થોડેક સુધી અંદર જઈ, પાછો ફર્યો. દીનાનાથને તેણે કહ્યું: " મને એક અગત્યનુ કામ છે એટલે હાલ તુર્ત તો હુ જઈશ."

તેજ રાત્રે તે કલકત્તાથી ઉપડીને પ્રયાગ તરફ ગયો.

જે મ્હારાજ વિનોદિનીની ચિટ્ઠી લઈ ગયો હતો તે બિહારી ન મળવાથી ચિટ્ઠી સાથે પાછો આવ્યો. મહેન્દ્ર તે સમયે દરવાજામાંજ ઉભો હતો. તેણે તેને પૂછ્યુ: " કોની ચિટ્ઠી છે ? "

મ્હારાજે સર્વ વાત કહી દીધી. મહેન્દ્રે તે ચિટ્ઠી લઈ લીધી.

મહેન્દ્રે પ્રથમ એમ વિચાર કર્યો કે: " આ ચિટ્ઠી વિનોદિનીના હાથમાં આપું અને અપરાધીની વિનોદિનીનુ લજ્જિત મ્હોં એક વાર જોઉં, કંઈ પણ બોલીશ નહિ." એ નક્કી માનતો હતો કે આ ચિટ્ઠીમાં વિનોદિનીને લજ્જિત કરે એવી કંઈ પણ વાત હોવી જોઈએ. પ્રથમ પણ એક વાર બિહારીના નામની ચિટ્ઠી વિનોદિની તરફથી ગઈ હતી, તે અત્યારે એને યાદ આવ્યુ. એ યાદ આવતાંજ ચિઠ્ઠીમાં શુ હશે તે જાણવા તેનું મન અધીરૂં બની ગયુ. વિનોદિની પોતાની દેખરેખ નીચે હતી, તેના હિત અહિતનો પોતે જવાબદાર હતો તેથી આ સંદેહ ઉત્પન્ન થતાં, પત્ર ઉઘાડી તેમાં શું હતું ને જોવું એ તેનું કર્તવ્ય હતું. તે ગણગણ્યો: " હું કોઈ રીતે પણ વિનોદિનીને અવળે માર્ગે જવા દઈશ નહિ. "

આમ વિચાર કરી તેણે ચિઠ્ઠી ઉઘાડીને વાંચી. ચિઠ્ઠી સ્વાભાવિક સરળ ભાષામાં લખાયલી હોવાથી તેમાં સહાનુભૂતિ અને વ્યગ્રતા સ્પષ્ટ ઝલકી રહ્યાં હતાં. વારંવાર મહેન્દ્રે તે ચિઠ્ઠી વાંચી જોઈ. પણ તે નિશ્ચય કરી શક્યો નહિ કે વિનોદિનીના મનની ગતિનું શું વલણ હતું? એને માત્ર એજ શંકા થઈ કે, હું નથી ચાહતો એમ મેં કહ્યું તેથી ક્રોધિત બની, વિનોદિની મારાથી પોતાને વિમુખ કરી, અન્ય દિશામાં પોતાનું મન લગાડવાની ચેષ્ટા કરી રહી છે. ખિન્ન થઈ મારી આશા એણે તજી દીધી હોય એમ જણાય છે.

એ વિચાર મહેન્દ્રના મનમાં આવતાંજ ધૈર્ય ધારણ કરવું તેને માટે અસંભવિત થઈ પડયું. જે વિનોદિની પોતે સ્વતઃ આત્મસમર્પણ કરવા આવી હતી, તે મારી એક ક્ષણની મૂર્ખતાને કારણે મારા હાથમાંથી છટકી જશે, એમ તેને લાગ્યુ, અને તેથી એનું ચિત્ત દુઃખી બની ગયું.

તેણે ગમે તે ભોગે પણ વિનોદિનીને પુનઃ પોતાના હાથમા લેવાનો નિશ્ચય કર્યો.

મહેન્દ્રને ઘરમા પ્રવેશ કરતાંજ જણાયુ કે વિનોદિની કોઈની વાટ જોતી માર્ગમાં ઉભી હતી. તે જોતાંજ એના હૃદયમા ઈર્ષા અને દ્વેષનો અગ્નિ સળગી ઉઠયો. તે બોલ્યો: “ તમે અત્રે નકામાં ઉભાં છો. આજ તમને મુલાકાત નહિ થાય. આ તમારી ચિઠ્ઠી પાછી આવી છે.” એમ કહી તેણે વિનોદિનીના હાથમાં ઉપરની ચિઠ્ઠી મૂકી.

વિનોદિનીએ પૂછ્યુ: “ એ ખોલી કોણે ? ”

મહેન્દ્ર કાંઈ ઉત્તર ન આપતાં જતો રહ્યો. વિનોદિનીએ એમ જ માન્યુ કે બિહારીએ તે ખોલીને વાંચી હશે, અને પછી કંઈ પણ ઉત્તર ન આપતાં પાછી મોકલી હશે. જે મ્હારાજ સાથે તેણે ચિઠ્ઠી મોકલી હતી તેને તેણે બુમ પાડી, પણ તે કંઇ કામ પ્રસંગે બહાર

ગયો હતો. બળતા દીવામાંથી જેમ તેલનાં ટીપાં ટપકે તેમ વિનોદિનાં નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તેણે ચિઠ્ઠીના ટુકડેટુકડા કરી નાંખ્યા; પણ તેની ક્રોધજ્વાલા શાંત પડી નહિ. જ્યારે મધુમક્ષિકા ક્રોધિત બને ત્યારે જેને સામે જુએ છે તેનેજ દંશે છે. તે પ્રમાણે ક્રોધથી ફૂંફાડા મારતી વિનોદિની, મહેન્દ્રના ગૃહમાં અગ્નિ ફેલાવવા તત્પર થઈ. જે જે ઇચ્છાઓ તેણે કરી છે તેમાં વિઘ્ન આવ્યા વિના રહેલાં નથી. કોઈ કાળમાં કોઈ પ્રકારે પણ તેને શું સફળતા નહિજ પ્રાપ્ત થાય? એને સુખ ન મળ્યું તો જેઓએ એના સુખમાં વિઘ્ન નાંખ્યું તેમને એ કેમ સુખી થવા દેશે? તેમને પરાસ્ત કરી વેર વાળવું, એજ પોતાના જીવનનું કર્તવ્ય છે, એમ તે માનવા લાગી.



## પરિચ્છેદ ૨૪.

### પરસ્ત્રીને પતિ ધીરનારી પત્ની!

ફાલ્ગુન મહિનો શરૂ થયો હતો. નવ વસંતની બ્હાર ખીલી નીકળી હતી. ઘણે દિવસે આજ **આશા**, છત્રપલગ ઉપર બેઠી બેઠી એક માસિકમા પ્રકટ થતી ચાલુ વાર્તા બહુ ધ્યાનપૂર્વક વાંચતી હતી. તેણે વાંચ્યુ: "નાયક ઘણા દિવસે નાતાલની રજા હોવાથી પોતાને વતન જતો હતો. માર્ગમાં લૂટારૂઓએ તેને પકડયો." **આશા**નુ હૃદય કંપી ઉઠયુ. આગળ વાંચ્યુ, "નાયિકા તેજ સમયે અશુભ સ્વપ્ન જોઈ રૂદન કરતી જાગૃત થઇ." **આશા**નાં નેત્રમાથી અશ્રુ વહેવા લાગ્યાં. **આશા** બંગાળી કહાણીઓની અત્યંત ઉદાર સમાલોચના કરતી. જે વાંચતી તે તેને ઉત્તમ જણાતું. વાંચતાં વાંચતાં વિનોદિનીને બોલાવી કહેતી: "બ્હેન, તમને મારા સોગન છે. આ કહાણી અવશ્ય વાંચી જુઓ. અતિ સુદર ઉપન્યાસ છે." પરન્તુ વિનોદિની ભલાબુરાનો વિચાર કરતી, અને ગુણદોષ કાઢતી. એથી **આશા**નો ઉત્સાહ મદ પડી જતો.

**આશા**એ આજની કહાણી **મહેન્દ્ર**ને બતાવવાનો નિશ્ચય કરી જેવું માસિક ઉંચ્યુ મૂકયું, તેવોજ **મહેન્દ્ર** આવી પહોંચ્યો.

**મહેન્દ્ર** કંઈક ચિંતાગ્રસ્ત હોવા છતાં પણ પોતાની ચિન્તા ગુપ્ત રાખવા હસતાં હસતાં બોલ્યો: "કયા ભાગ્યશાળીની ચિન્તામાં બેઠી છે?" **આશા** પોતે વાંચેલી કહાણી વિસરી ગઈ.

તેણે પૂછ્યું: "આજ તમારી તબિયત ઠીક નથી કે શું?"

**મહેન્દ્ર**: "તબિયત તો સારી છે."

**આશા** : "ત્યારે તમે ચિન્તાતુર કેમ જણાવ છો ?"

**મહેન્દ્રે આશાની પાનદાનીમાંથી પાન ખાતાં ખાતાં કહ્યું** : "હું એ વિચાર કરૂં છું કે તારી માશીએ ઘણા સમયથી તને જોઈ નથી એક વાર જો તું ઓચિંતી એની પાસે જઈ પહોંચે તો તેને અતિ આનંદ થશે."

**આશા મહેન્દ્ર**ના સામુ એકીટશે જોઈ રહી. આજે પાછી **મહેન્દ્રે** આ વાત કેમ કાઢી એ તે સમજી શકી નહિ.

**આશા**ને પોતાની તરફ ચૂપચાપ જોતી જોઈને **મહેન્દ્રે** પૂછ્યું · "કેમ જવાની ઇચ્છા નથી થતી કે શું?"

આ પ્રશ્નનો ઉત્તર આપવો એ કઠિન કાર્ય હતું ! માશીને મળવાની ઇચ્છા તો થતી હતી, પણ **મહેન્દ્ર**ને છોડીને જવાનું મન થતું નહોતું.

**આશા** બોલી : "કૉલેજમાં રજા પડશે, અને તમારાથી આવવાનું બનશે ત્યારે હું તમારી સાથે આવીશ."

**મહેન્દ્રે** કહ્યું : "રજામાં પણ મારાથી કદાચ બની શકશે નહિ. કારણ પરીક્ષાના દિવસો પાસે આવેલા હોવાથી ઘેર અભ્યાસ કરવો પડશે.'

**આશા** બોલી : "જવા દો એ વાત ત્યારે. થઈ રહેશે કોઇ દિવસ વળી."

**મહેન્દ્રે** કહ્યું : "પણ તેમ કરવાની કંઈ અગત્ય ? ત્યાર પહેલા તો જવું હતું અને હવે ના શામાટે કહે છે ?"

**આશા** : "ના, મારે જવું નથી."

**મહેન્દ્રે** કહ્યુ : "વાહ ! ત દિવસ જવા માટે ખૂબ આતુર હતી અને આજે એકાએક તારી ઇચ્છા બદલાઈ કેમ ગઈ ?"

**આશા** આનો કંઈ ઉત્તર આપી શકી નહિ. મુગી મુંગી આંખો નીચી ઢાળીને બેસી રહી. વિનોદિની સાથે મેળાપ કરવાને માટે કોઈ વિઘ્નહીન સુયોગ પ્રાપ્ત કરવા **મહેન્દ્ર** ઉદ્વિગ્ન બની ગયો. **આશા**ને નિરૂત્તર બેઠેલી જોઈ, એને અકારણ કંઇક ક્રોધ ઉત્પન્ન થયો.

**મહેન્દ્રે** કહ્યું : "તારા મનમાં મારે માટે કંઈ શંકા ઉઠી હશે તેથી તું મને તારી નજર આગળ રાખવા માગતી હોઇશ."

**આશાનો** સ્વાભાવિક સંકોચ, નમ્રતા અને ધૈર્ય જોઈ, **મહેન્દ્ર** આભો બની ગયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો : "માશી પાસે જવાની ઇચ્છા છે. પછી કહેતી શામાટે નથી, કે ગમે તે પ્રકારે મને મોકલો ? આ તો ઘડીમાં હા, ઘડીમાં ના, તો ઘડીમાં વળી મુગીજ થઈ જાય છે, એ બધાનો અર્થ શો કરવો ?"

**મહેન્દ્રમાં** એકાએક ઉગ્રતા દૃશ્યમાન થતી જોઈ, **આશા** ભય અને વિસ્મય પામી. ઘણો વિચાર કર્યા છતાં પણ તેને કાંઈ ઉત્તર સુઝ્યો નહિ. **મહેન્દ્ર** કોઈ સમયે અતિ નિષ્ઠુર ભાવ કેમ દર્શાવે છે, એ તે સમજી શકી નહિ.

**મહેન્દ્ર** ઉપર શંકા લાવી, **આશા** તેને પોતાની નજર આગળ રાખવા માગે છે ! આ તે કઠિન ઉપહાસ કે નિર્દય સંદેહ ? આ વાત હસવામાં કાઢી નાખવી જોઇયે કે તેનો પ્રતિવાદ કરવો ઉચિત છે ? તે વિષે **આશા** કશા નિર્ણય ઉપર આવી શકી નહિ.

કર્તવ્યવિમૂઢ **આશાને** પુનઃ મૌન્ય ધરી બેઠેલી જોઈ **મહેન્દ્ર** ફરીને સત્વર બહાર જતો રહ્યો. સૂર્યાસ્ત સમયની છાયા અંધકારમાં લીન થઈ, સંધ્યા સમયની વસંતની હવા વહી રહી. આ સમયે પણ **આશા** પલંગ ઉપર પડી પડી રૂદન કરતી હતી. રાત્રિ અધિક વ્યતિત થતાં **આશાએ** શયનગૃહમાં જઈ જોયું તો **મહેન્દ્ર** સુઈ રહ્યો હતો. **આશાને** વિચાર આવ્યો : "હું મારી સ્નેહમયી માશી પ્રત્યે એટલી સ્નેહવિનાની છું કે તેમને મળવા જવા પણ ઇચ્છા કરતી નથી. તે ઉપરથી એમને મારા પ્રત્યે ધૃણા ઉત્પન્ન થઈ છે. દોષ તો મારોજ છે. એમાં એમનો કંઈ દોષ કહાય એમ નથી." આમ વિચારી તે ધીમે ધીમે પલંગ નજીક ગઈ અને **મહેન્દ્રના** બન્ને ચરણને વળગી પડી. હવે **મહેન્દ્રથી** રહેવાયું નહિ. તેણે **આશાને** પોતાની પાસે ખેંચવાની ચેષ્ટા

કરી, પણ આશાએ પલંગ ઉપર પગ મૂકયા નહિ, અને કહ્યું: "મારો જો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરો."

મહેન્દ્રે સ્નેહપૂર્ણ ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: "તારો કંઈ અપરાધ થયો નથી. ચુની! હુંજ નીચ છું, તેથી તને અકારણ વારંવાર કષ્ટ દઉં છું."

આશાનાં નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી, જેથી મહેન્દ્રના પગ ભીના થઈ ગયા. મહેન્દ્રે આશાને બન્ને હાથે ઉંચકી પોતાની પાસે સુવાડી. આશાનું રૂદન બંધ પડ્યું. તે બોલી: "માશીને મળવા જવાની મને શું ઇચ્છા નહિ થતી હોય? પણ તમને એકલા મૂકીને જવું ગમતું નથી, તેથી મારે જવું નથી. માટે તમે મારા ઉપર ક્રોધ ન કરશો."

મહેન્દ્ર સ્નેહથી આશાના ગુલાબી ગાલ ઉપર હાથ ફેરવતાં બોલ્યો: "અરે ગાંડી, એવો હું ક્રોધ શા માટે કરૂં? મને છોડીને તને જવું ગમતું નથી તેમાં ક્રોધ કરૂં? ભલે, તારે ન જવું હોય તો કોઈ સ્થળે ન જઈશ."

આશા: "પણ કાશી તો હું અવશ્ય જઈશ."

મહેન્દ્ર: "કેમ વળી વિચાર બદલ્યો?"

આશા: "જ્યારે તમારા મ્હોંથી એક વાર નીકળ્યું કે હું તમારા ઉપર શક લાવી કાશી જતી નથી, ત્યારે થોડા દિવસ પણ મારે જવું જોઈએ!"

મહેન્દ્ર: "પાપ મેં કર્યું અને તેનું પ્રાયશ્ચિત તું ભોગવીશ?"

આશા: "તે તો હું નથી કહી શકતી, પણ મારાથી જાણે કે અજાણે કાંઈ પણ અપરાધ તો થયોજ છે; નહિ તો આવી અસભવિત વાત તમારા મ્હોંમાંથી નીકળે કેમ? જેનો મને સ્વપ્ને પણ વિચાર નહિ તેવી વાત શાથી સંભળાઈ?"

મહેન્દ્ર: "એનું કારણ એજ કે હું કેવો અધમ છું તેની તને ખબર નથી."

આશા બોલી: "ફરી પાછી એજ વાત? હું તમને પગે લાગું છું. મારી આગળ તમે એવી વાત ન કરો."

મહેન્દ્રે મૌન્ય ધારણ કર્યું.

આશાએ ફરીવા કહ્યું: "પણ હું આ વખત તો કાશી જરૂર જઈશ."

મહેન્દ્રે હસીને ઉત્તર આપ્યો: "ભલે જા. પણ પછી હું કોઈ અવળે માર્ગે ચઢી ગયો તો શુ કરીશ?"

આશા: "તે વિષે તમારે ભય દર્શાવવાની કાંઈ જરૂર નથી; અને મારે ચિન્તા કરવાની જરૂર નથી."

મહેન્દ્રે કહ્યું: "પણ તે વિષે વિચાર કરવો એ ઉચિત છે. કદાચ તું તારા સ્વામિને તારા અસાવધપણાથી બગડવા દઉ તો પછી દોષ કોનો?"

આશા: "તમે તે વિષે લેશ પણ ચિન્તા ન કરો. તમને દોષ નહિ દઉ."

મહેન્દ્ર: "ત્યારે તે સમયે શુ તારા દોષનો સ્વીકાર કરીશ?"

આશા: "એક વાર નહિ પણ અનેક વાર."

મહેન્દ્ર: "ઠીક ત્યારે કાલે તારા કાકા આગળ જઈ હું એ સંબંધમાં વ્યવસ્થા કરી આવીશ." થોડીવાર શાન્ત રહ્યા પછી મહેન્દ્રે કહ્યું: "હવે રાત બહુ થઈ ગઈ." આમ કહી તે બીજી બાજુએ પાસું ફેરવી સુઈ ગયો. વળી અલ્પ સમય બાદ એકાએક ફરી પાછું પાસુ બદલી તે બોલ્યો: "ચુની, તારે જવાની જરૂર નથી. નથી જવું કાશીએ."

આશાએ દીનભાવે પૂછ્યુ: "હવે વળી ના શા માટે કહો છો? એક વખત ગયા વગર તમારૂં કટાક્ષવાક્ય હંમેશાં મને સાલ્યાં કરશે. બેચાર દિવસ પણ મને જવા દો."

મહેન્દ્ર: "ઠીક ત્યારે." પુનઃ તે પાસું ફેરવી સુઈ ગયો.

કાશી જવાને આગલે દિવસે આશાએ વિનોદિનીને આલિંગન

કરતાં કહ્યું : " સખા, ચોખેર વાલી, જો તમારી ઇચ્છા ચાલતી હોય તો તમને મારે એક કાર્ય સોંપવાનું છે. "

વિનોદિનીએ પૂછ્યુ : " કયુ કાર્ય ચોખેર વાલી ? તમને કશીયે વાતની મેં કોઇવાર ના કહી છે ? "

આશાએ કહ્યું : " કોણ જાણે બ્હેન ! પણ આજકાલ તમારો સ્વભાવ બદલાઈ ગયો છે. મારા સ્વામિ આગળ તો તમે આવતાંજ નથી."

વિનોદિની : "કેમ નથી આવતી તેનુ કારણ તમારાથી તો થોડુંજ ગુપ્ત છે, બ્હેન ? તે દિવસ તમારા પતિ બિહારીબાબુને મોઢે શુ બોલ્યા હતા તે તમે સાંભળ્યુ હતું કે નહિ ? જ્યારે આવી વાતો ચાલે ત્યારે તમે કહોની કે મારે સઉની આગળ આવવું, સઉ સાથે હસવું, બોલવું, એ ઉચિત છે શુ ? "

આશા સમજતી હતી કે એ ઉચિત નથી. આવી વાતો થવાથી કુળને કેટલું કલક લાગે છે તેનો અનુભવ હમણા હમણાં પોતે સ્વયમેવ કરી ચુકી હતી; તોપણ તેણે કહ્યું : "વાત તો કોણ જાણે એવી કેટલીએ થતી હશે. એવી વાતો ઉપર આપણે ધ્યાન શામાટે આપીએ ? તમે હવે તે પ્રસંગ વિસરી જાઓ. "

વિનોદિની : " ભલે તમે કહો છો તેમ કરીશ. "

આશા : " હું તો બ્હેન, કાલે કાશીએ જાઉ છુ. હુ તમને એ વિનંતી કરવા માગું છું કે મારા ગયા પછી એમને કંઈ વ્યથા ન અનુભવવી પડે. હાલની પેઠે દૂર રહીને તમારાથી તે કાર્ય બનશે નહિ. તમારે એમને સદા પ્રસન્ન રાખવા પડશે. "

વિનોદિની મૌન્ય ધરી રહી. આશાએ વિનોદિનીનો હાથ પકડી કહ્યું : " સખી ચોખેર વાલી. તમને મારા સોગદ છે. આ કાર્ય અવશ્ય તમારે કરવુંજ પડશે. "

વિનોદિની : " ઠીક છે, જોઈ લઇશ. "

# પરિચ્છેદ ૨૫.

## નાટક કે નવલકથાની ઘટના!

એક દિશામાં ચન્દ્રનો અસ્ત થતાંજ બીજી દિશામાં સૂર્ય ઉદય પામે છે. **મહેન્દ્ર**ના જીવનાકાશમાં તેમ થયું નહિ. **આશા** ગઈ છતાં પણ **મહેન્દ્ર**ને **વિનોદિની**નાં દર્શન થયાં નહિ. **મહેન્દ્ર** આમતેમ ફરતાં કોઈ ને કોઈ મિષ કાઢી પોતાની માતાના ઓરડામાં જતો, પણ ચતુર ચપલા તેના પંજામાં સપડાતી નહિ. છટકી જતી! **મહેન્દ્ર**નો ઉદાસીન ચહેરો જોઈ, **રાજલક્ષ્મી**એ એમ અનુમાન કર્યું કે **આશા** ન હોવાથી એને એકલા ઘરમાં ગમતું નથી. આજકાલ **મહેન્દ્ર** માની ઝાઝી દરકાર નહોતો કરતો તેથી **રાજલક્ષ્મી**ને જરાક ખોટું લાગ્યું હતું. પોતે આટલા દિવસ બહારગામ જઈ આવી ત્યારે **મહેન્દ્ર**ને ગમ્યું અને **આશા**ના બે દિવસના વિયોગથી તેને અકળામણ થતી જોઈ **રાજલક્ષ્મી**ને અધિક લાગી આવ્યું. છતાં પણ **મહેન્દ્ર**નો ઉતરી ગયેલો ઉદાસ ચહેરો તેનાથી જોઈ શકાયો નહિ. તેણે **વિનોદિની**ને બોલાવી કહ્યું: "બેટા, મને તો જ્યારથી તાવ આવી ગયો છે ત્યારથી એટલી અશક્તિ આવી છે કે મારાથી તો માળ ઉપર ચઢ ઉતર થઈ શકે એમ નથી, માટે તારે હવે **મહેન્દ્ર**ને ખાવાનું કરી આપવાની વ્યવસ્થા કરવી પડશે. તેને એક એવી ટેવ પડી ગઈ છે કે જો તેની કોઈ સંભાળ લેનાર ન હોય તો તેનાથી રહેવાયજ નહિ. જો ને, જ્યારથી વહુ ગઈ છે ત્યારથી એ કેવો થઈ ગયો છે? વહુ પણ ઠીકાઠીક છે તો. **મહેન્દ્ર**ને છોડીને એને જવું ગમ્યું કેમ?"

વિનોદિની સહજ આડું જોઈ, પથારીની ચાદર ઠીક કરવા લાગી.

રાજલક્ષ્મી બોલી: "કેમ બેટા, શો વિચાર કરે છે? એમાં વિચાર કરવાનું છે શું? ભલે લોકો મનમાં આવે તેમ બોલે. તું થોડીજ કાંઈ પારકી છે?"

વિનોદિની બોલી: "ફોઈજી, મારાથી એ નહિ થાય."

રાજલક્ષ્મીએ ગુસ્સાથી કહ્યું: "ભલે રહેવા દે, મારાથી થશે તેટલું હું કરીશ."

એટલું કહી, તે જ વખતે મહેન્દ્રના ઓરડામાં સાફસુફ કરવા જવા માટે તે તૈયાર થઈ. વિનોદિનીએ વ્યગ્ર થઈ કહ્યું: "તમારી તબિયત ઠીક નથી, ક્યાંક પડી જશો. તમે ન જાઓ હું જઈને કરું છું. ક્ષમા કરો ફોઈજી, તમે જેમ કહેશો તેમ કરીશ."

લોકમતને રાજલક્ષ્મી જરા પણ ગણતી નહતી. જ્યારથી તે વિધવા થઈ હતી ત્યારથી સંસાર અને સમાજને તે તુચ્છ લેખતી હતી. મહેન્દ્ર એનું સર્વસ્વ હતું. વિનોદિનીની વાતચીતમાં મહેન્દ્ર વિષે લોકનિંદાની બીતિનો ઉલ્લેખ જોઈ, રાજલક્ષ્મીને ઘણું માઠું લાગ્યું. મહેન્દ્રને તેણે બાળવયથી ઉછેરીને મોટો કર્યો હતો. તેનાં સર્વ લક્ષણ તે જાણતી હતી. એના જેવો સચ્ચરિત્રવાળો વળી બીજો છેજ કોણ? તેના ઉપર પણ દોષારોપણ? રાજલક્ષ્મીનો એવો સ્વભાવ હતો કે એને જે વસ્તુ રૂચતી તેને પછી જગત્ ભલે ગમે તેટલી બુરી કહે તોપણ તે માનતી નહિ.

આજ મહેન્દ્રે કૉલેજથી આવીને પોતાના ઓરડામાં નજર કરી તો તે આશ્ચર્યચકિત બની ગયો. ઓરડામાં ધૂપની સુગંધ ફેલાઈ રહી હતી. બેઠક ઉપરનો નિત્ય મૂકવામાં આવતો જુનો જર્જરિત તકીયો આજે નહતો. તેને સ્થાને સુંદર રંગીન ઊનનો ભરેલો ચપટો તકીયો મૂકેલો હતો. તેના ઉપર ગુલાબ વગેરે ફુલ ભરેલાં હતાં. એ ભરતકામ

વિનોદિનીના હાથનું હતું. એક વખત વિનોદિની જ્યારે તકીયા ભરતી હતી ત્યારે આશાએ પૂછ્યું હતું કે, " બ્હેન, તમે આટલો શ્રમ લઈ કોને માટે આ તકીઓ બનાવી રહ્યાં છો ? " વિનોદિનીએ હસીને ઉત્તર આપ્યો હતો: " મારી ચિતાશૈયાને માટે બનાવું છું. મૃત્યુ સિવાય અન્ય કોણ મારૂં પ્રિય છે ? "

ભીંત ઉપર મહેન્દ્રની એક તસવીર ટાંગી હતી. તે તસવીરની નીચે બે બાજૂએ દિવાલગીરીઓ ઉપર ફુલદાનીમાં ગુલાબના બે છોડવા રાખવામાં આવ્યા હતા. આખા ઓરડાનો દેખાવ બદલાઈ ગયેલો હતો. પલંગ જ્યાં પડયો હતો ત્યાંથી સ્હેજ આઘો ખસેડવામા આવ્યો હતો. ઓરડાને બે ભાગમાં વ્હેંચી નાંખ્યો હતો. વચ્ચે એક દોરી બાંધી તેના ઉપર લાલ કપડું નાંખી, શયન અને અભ્યાસખંડ જુદા પાડયા હતા.

શ્રમિત બનેલો મહેન્દ્ર, બેઠક ઉપરના તકીયાપર માથું નાંખી પડયો. તકીયા ઉપર માથું મૂકવા જતાંજ તેને અનુપમ સુગંધ આવી. તકિયાની અંદરના રૂમાં નાગકેસરના પુષ્પની રજ અને અત્તર મેળવેલાં હતાં.

મહેન્દ્રનાં નેત્રો આપોઆપ મીચાઈ ગયાં. એટલામાં ઘરની દાસી ચાંદીની રકાબીમાં ફળ–મિઠાઈ અને કાચના પ્યાલામાં બરફ મેળવેલું અને નાસનું શરબત લઈને આવી. સર્વ વસ્તુઓ જુદાજ પ્રકારની હતી. સર્વ ચીજ સ્વાદમાં, સુગંધમાં, રૂપરંગમાં નવીન ઢબનીજ હતી.

મહેન્દ્ર ખાઈ રહ્યો એટલે વિનોદિની ચાંદીની પાનદાનીમાં ખુશબોદાર પાનની બીડી, એલાયચી વગેરે લઈ મંદગતિથી ઓરડામાં દાખલ થઈ. તેણે હસતાં હસતાં કહ્યું : " તમારા ભોજન સમયે હું અહિં આવી ન શકી તે માટે દિલગીર છું. મારી સખીને તેની ખબર ન પડે તે ધ્યાનમાં રાખશો. શું કરૂં ? મારાથી જેટલું બને છે તેટલું કરૂં છું. પરંતુ સઘળું કામ મારે કરવું પડે છે ! "

એટલુ કહી પાનદાની વિનોદિનીએ મહેન્દ્રની આગળ મૂકી. આજની પાનપટ્ટીઓમાં પણ કેવડીયા કાથાની સુગંધ બ્હેક મારી રહી હતી.

મહેન્દ્રે કહ્યું : "સેવામાં વચ્ચે વચ્ચે આવો વિક્ષેપ પડે એ પણ ઠીકજ છે."

વિનોદિની : "કેમ એ શા ઉપરથી કહ્યું ?"

મહેન્દ્ર : "વિક્ષેપ થતાં મુદ્દલ ઉપર વ્યાજ પણ મળે છે."

વિનોદિની : "એમ ? ત્યારે કહો ને વ્યાજ કેટલું થયુ છે ?"

મહેન્દ્રે કહ્યુ : "ભોજન સમયે તમે અત્રે નહતાં, તો હવે ત્યારબાદ પણ રહેવાથી વ્યાજ અદા નહિ થાય. કાઇંક બાકી રહેશે."

વિનોદિની : "તમારો હિસાબ તો બહુ ભારે જણાય છે. એ પરથી તો સમજાય છે કે એક વખત તમારી સાથે પ્રસંગ પાડ્યા પછી છૂટવું મુસ્કેલ થઈ પડે."

મહેન્દ્ર બોલ્યો : "હિસાબ ગમે તેવો હો, પણ અદ્યાપિ મેં તો કંઈ વસુલ કર્યું નથી."

વિનોદિની : "વસુલ કરવા યોગ્ય મારી પાસે છે પણ શું ? છતાં પણ તમે મને પરહેજ તો રાખ્યા છે."

એટલુ કહી વિનોદિનીએ ગભીર વદન કરી એક દીર્ઘ નિસાસો નાંખ્યો.

મહેન્દ્રે પણ ગંભીરભાવે પૂછ્યુ : "વિનોદિની, તમે આ કેદખાનું ગણો છો ?"

એ સમયે નોકર દીવો સળગાવી ગયો. એકાએક દીવાનો પ્રકાશ પડવાથી વિનોદિનીએ આંખ આગળ હાથ ધરી, દૃષ્ટિ નીચી કરી અને કહ્યું : "કોને ખબર ? વાદમાં તમને કોણ જીતી શકે એમ છે ? લ્યો હવે હું તો જઇશ. કાંઈ કામ છે ?"

મહેન્દ્રે એકાએક તેના હાથ ઝાલી કહ્યું : "એક વાર બંધનનો સ્વીકાર કર્યા પછી તમે જશો ક્યાં ?"

વિનોદિની: "અરે, અરે, મૂકી દ્યો. જેને નાસી જવાનો કોઈ માર્ગજ નથી તેને આમ બળથી પકડવાની આવશ્યકતા શી છે ?"

વિનોદિની જોરથી હાથ છટકાવી ચાલી ગઈ. મહેન્દ્ર ફરી પાછો તેજ તકીયા ઉપર માથું મૂકી સુતો. એના સ્નાયુમાં રક્ત જોરથી વહેવા લાગ્યું. શાન્ત સંધ્યાનો સમય હતો. ગૃહમાં સર્વત્ર શૂન્ય હતું. નવવસંતનો વાયુ વહી રહ્યો હતો. મહેન્દ્રનું મન મસ્તાન હસ્તીની પેઠે તોફાન કરી રહ્યું. દીવો બુઝાવી, દ્વારને અંદરથી સાંકળ લગાવી, તે પલંગ ઉપર જઈ સુતો. રાત્રિના નવને સમયે કોઈએ દ્વાર ખખડાવ્યું.

વિનોદિનીએ બહારથી કહ્યું: "મહેન્દ્ર બાબુ, તમારે માટે ખાવાનું લાવી છું, બારણું ઉઘાડો."

મહેન્દ્ર એકદમ ઉભો થઈ દ્વાર ખોલવા ગયો, પણ ઉઘાડ્યું નહિ. ફરી પાછો સુઈ ગયો ને બોલ્યો: "મને ખાવાની ઇચ્છા નથી."

બહારથી વિનોદિનીએ નમ્ર સાદે પૂછ્યું: "તબિયત તો સારી છે ને ? પાણી લાવું ? બીજું કંઈ જોઈએ છે ?"

મહેન્દ્ર: "નહિ, કંઈ જોઈતું નથી."

વિનોદિની: "તમને મારા સોગદ છે. તબિયત સારી છે ને ? જરા બાર ઉઘાડો તો જોઈએ."

મહેન્દ્રે દૃઢતાથી કહ્યું: "નહિ, હું બારણું ઉઘાડવાનો નથી. કોઈ પ્રકારે પણ તમે હવે જાઓ."

એમ કહી વિયોગિની આશાનું તે સ્મરણ કરવા લાગ્યો. કોઈ ઉપાયે પણ જ્યારે નિદ્રા નજ આવી ત્યારે દીવો સળગાવી મહેન્દ્ર આશા ઉપર પત્ર લખવા બેઠો. તેણે લખ્યું: "ચુની, હવે વધુ દિવસ મને અત્રે એકલો રાખવો એ ઠીક નથી. તું મારી જીવનદેવી છે. તારા દૂર રહેવાથી મારી પ્રવૃત્તિ, મારી વાસના, સર્વ બંધન તોડાવી મને ક્યાં લઈ જાય છે તે સમજાતું નથી. સુપંથ જોઈ ચાલવું એ હું

સમજું છું, પણ તે માર્ગ દર્શાવનારો પ્રકાશ ક્યાં છે ? તું હવે સત્વર પાછી આવ. તારા વિશ્વાસપૂર્ણ બન્ને નેત્રની સ્નેહસ્નિગ્ધ જ્યોતિ, એજ તે પ્રકાશ છે. તુંજ મારૂં ચારિત્ર, તુંજ મારો ધર્મ અને તુંજ મારા જીવનને ઉજ્વળ બનાવનારો પ્રકાશ છો. મારી રક્ષા કર, મારા હૃદયને તારા પ્રેમથી પરિપૂર્ણ બનાવ. તારી સાથે અણુ માત્ર પણ વિશ્વાસઘાત કરવાથી મહા પાપ થવાનો ભય રહે છે. એ મહા પાપથી ઇશ્વર મારૂં રક્ષણ કરો.”

એ પ્રમાણે **આશા**ના પત્રમાં પોતાના હૃદયને ખાલી કરી, **મહેન્દ્રે** ઘણી વાર પર્યંત બેસી ઘણી ઘણી વાતો પત્રમાં લખી. એક ચિત્તે **આશા**નું ધ્યાન ધરતાં અને આ લાંબા પત્રમાં પોતાની મનની વ્યગ્રતા અને ચંચળતા પ્રકટ કરતાં **મહેન્દ્ર**ના જીવને કાંઇક શાંતિ વળી, અને બિછાના ઉપર પડતાં જ તે નિદ્રાધીન થઇ ગયો.

**મહેન્દ્ર** જ્યારે જાગૃત થયો ત્યારે દિવસ ચઢી ગયો હતો. ઓરડા-માં સૂર્યપ્રકાશ પ્રવેશી ચૂકયો હતો. **મહેન્દ્ર** સફાળો ઉઠીને બેઠો થયો. નિદ્રાથી રાતની ચંચળતા કંઇક કમી થઈ હતી. બિછાના પરથી ઉઠતાં **મહેન્દ્રે** જોયુ કે રાત્રે **આશા** ઉપર લખેલી ચિઠ્ઠી ખડીયા નીચે દબા-વીને મુકેલી હતી. તે પુનઃ વાંચી જોતાં, **મહેન્દ્ર**ના મનમાં વિચાર આવ્યો, ‘અરે આ તો નાટક કે નવલકથા જેવી ઘટના છે ' ઠીક થયું કે એ ચિઠ્ઠી મોકલી નહિ. **આશા** એમાંનું કશું પણ સમજત નહિ.’ તેણે એક બીજો પત્ર લખી, **આશા**ને સંક્ષિપ્તમાંજ જલદી કલકત્તે પાછા ફરવા લખી જણાવ્યું.

---

## પરિચ્છેદ ૨૬.

### અન્નપૂર્ણાની બિહારી પ્રત્યે કઠોરતા.

મહેન્દ્રના ગયા પછી, અલ્પ સમયમાંજ આશાને કાશી આવેલી જોઈને અન્નપૂર્ણાને કંઈક આશંકા થઈ. તેણે આશાને અનેક ભિન્ન ભિન્ન પ્રશ્નો પૂછ્યા.

અન્નપૂર્ણાએ પૂછ્યું: "ચુની, આ તારી સખી ચોખેરવાલી શું એવી ચતુર અને ગુણવાન છે કે જેનો બીજો જોટોજ નહિ હોય?"

આશા: "હા માશી, હું જરા પણ અતિશયોક્તિ નથી કરતી. તે જેવી સુંદર છે તેવીજ બુદ્ધિમાન છે; અને વળી ઘરના કામકાજમાં પણ ઘણીજ ચતુર અને કુશળ છે."

અન્નપૂર્ણાએ કહ્યું: "તારી સખી થાય એટલે તને પક્ષપાતથી એમ જણાય એ સ્વાભાવિક છે; પણ ઘરનાં બીજાં માણસો શું કહે છે?"

આશા: "સાસુજી તો એના પર ઘણાંજ પ્રસન્ન રહે છે. જ્યારે ને ત્યારે એનીજ વાતો કરે છે. કોઈ સમયે જો મારી સખી તેમે ગામ પાછી જવાનો વિચાર બતાવે કે તરત મારાં સાસુજીને દુઃખ થાય છે. કોઈની પણ સેવા ચાકરી કરવામાં એને હરકત જણાતી નથી. ઘરનાં નોકર કે દાસીઓ કદાચ બિમાર પડે તો તેમની પણ પોતાનાં ભાઈ-ભાંડુની પેઠે તે બરદાસ્ત કરે છે."

અન્નપૂર્ણા: "અને મહેન્દ્રનો એના વિષે શો અભિપ્રાય છે?"

આશા: "એમની પ્રકૃતિ તમારાથી ક્યાં અજાણી છે? પોતાનાં

મનુષ્ય વિના અન્ય કોઈ એમને ક્યારે રૂચે છે? સર્વ કોઈ મારી ચોખેર વાલી પ્રત્યે સ્નેહભાવ ધરાવે છે; પણ એમને એનાથી અદ્યાપિ મન મળ્યું નથી."

**અન્નપૂર્ણા**: "એટલે?"

**આશા**: "મહાપ્રયાસે મેં એ બન્ને વચ્ચેનો અંતર એક વખત તેમનો મેળાપ કરાવીને ભાંગ્યો, પણ તેઓ ભાગ્યેજ હજુ પણ એક-એક સાથે છુટથી બોલે છે. લોકો એને પ્રમાદ કહે છે, પરન્તુ તેમ નથી; એટલુંજ છે કે એમને એક બે જણ સિવાય અન્ય કોઈની સાથે પરિચય રાખવો એ પસંદજ નથી."

અંતિમ વાક્ય એકાએક આ પ્રમાણે મ્હોંમાંથી નીકળી પડવાથી, **આશાને** ઘણી શરમ લાગી. તેના ગુલાબી ગાલ અધિક રક્તવર્ણા બની ગયા. **અન્નપૂર્ણા** મનમા પ્રસન્ન થઈ. તે બોલી: "તેથીજ, **મહેન્દ્ર** જ્યારે અહિં આવ્યો હતો ત્યારે તેણે તારી એ સખાનુ નામ પણ નહોતું દીધું."

**આશા** અતિ ખિન્ન થતી બોલી: "એજ એક એમનામાં મોટા દોષ છે. જેના પ્રત્યે એમનો ભાવ નહિ, તેની એમને મન કંઈ કિંમતજ નથી તેને જાણે ઓળખતાજ નથી કે તેને વિષે કંઈ જાણતાજ નથી, એમ તેઓ વર્તે છે!

**અન્નપૂર્ણા** સ્નેહભાવે હસતી હસતી બોલી: "અને જેના પ્રત્યે એને પ્રેમ છે, ભાવ છે, તેનેજ તે જોઈ રહે છે, તેને પોતાનું સર્વસ્વ માને છે. કેમ ખરૂં ને ચુની!"

**આશા** કંઈ પણ ઉત્તર ન આપતાં મુંગી રહી. તે નીચું જોઈ મંદ મંદ હસવા લાગી.

**અન્નપૂર્ણાએ** પુનઃ પ્રશ્ન કર્યો: "**બિહારીના** શા સમાચાર છે?"

એ પ્રશ્ન સાંભળતાંજ આશાએ હાસ્યભાવે ગંભીરભાવ ધારણ કર્યો. તે કંઈ ઉત્તર આપી શકી નહિ.

આશાને નિરૂત્તર જોઈ અન્નપૂર્ણાએ કાંઈક ચિન્તાતુર થઈને પૂછ્યું: "સાચું કહે ચુની, બિહારીની તબીયત સારી છે ને ?"

અન્નપૂર્ણાને કાંઈ સતાન ન હતું. બિહારીને તે પોતાના પુત્ર સમાન ગણતી હતી અને તેના ઉપર ઘણો ભાવ રાખતી હતી. આત્મ-કલ્યાણાર્થે તીર્થમાં આવી નિવાસ કર્યો હતો છતાં પણ એને એક દુઃખ થતું હતું કે બિહારીને પરણીને સુખી થયેલો તે જોઈ શકી નહિ. એના નાના પરિવારનાં સર્વ લોક સુખી હતાં. એની અન્ય સર્વ અભિલાષાઓ સફલ થઈ હતી, માત્ર આજ એક અપૂર્ણ હતી. જ્યારે જ્યારે તેને બિહારીનું સ્મરણ થતું હતું ત્યારે તેને ચિંતા ઉપજતી હતી

આશા બોલી: "માશી, બિહારી બાબુની વાત મને ન પૂછશો"

આશા ત્યાંથી બીજા ખડમા જતી રહી.

અન્નપૂર્ણાને વિચાર આવ્યો: "બિહારી તો ઘણો લાયક અને સુશીલ હતો. હાલ શું એનુ ચરિત્ર આવું અધમ થઈ ગયુ છે કે ચુની એને વિષે કંઈ વાત કરવા પણ નથી માગતી? એનું નામ કાઢતાંજ જતી રહી! ભાગ્યની ગતિજ વિચિત્ર છે, નહિ તો એની અને ચુનીના વિવાહની વાત લગભગ નક્કી થયા પછી મહેન્દ્રનાં એની સાથે લગ્ન થયાં એ સંજોગજ કેમ બને ?"

ઘણે સમયે આજે અન્નપૂર્ણાને આટલું દુઃખ લાગ્યુ. તે મનમાંજ કહેવા લાગી: "અને કદાચ બિહારીએ કાંઈ એવું કર્યુ પણ હોય કે જે એના જેવા સુશીલ મનુષ્યને શોભે નહિ, તો તેમાં એ બિચારા-નો બહુ દોષ નહિજ હોય!"

સાયંકાળે આશ્રમમાં બેઠી બેઠી અન્નપૂર્ણા જપ કરી રહી હતી;

એટલામાં નીચે દ્વાર પાસે ગાડી આવીને ઉભી રહ્યાનો અવાજ સંભળાયો.

અન્નપૂર્ણાએ આશાને કહ્યું : "ચુની, આજ અલાહબાદથી મારી નણંદ અને તેની પુત્રી આવવાના સમાચાર હતા. તું નીચે જઈ ને જો કે તેઓજ આવ્યાં ને? હું તારી પાછળ હમણાં આવું છું."

આશા નીચે ગઈ. દ્વાર ઉઘાડતાંજ તેની નજરે બિહારી પડ્યો. તે બોલી ઉઠ્યો : "અરે આ શું? મેં તો સાંભળ્યું હતું કે તમે કાશી આવવાનો વિચાર માંડી વાળ્યો હતો, અને તમે અહિં ?"

જેમ કોઈ એકાદ પ્રેતને દેખીને એકશ્વાસે નાસી છૂટે તેમ આશા દોડતી દોડતી ઉપર માશીની પાસે ગઈ અને કહેવા લાગી : "માશી, હું તમને પગે લાગું છું. તમે એને કહો કે અત્યારેજ અહિંથી તે ચાલ્યો જાય."

અન્નપૂર્ણાએ ગંભીરતાથી પૂછ્યું: "કોને ? કોને ચુની?"

આશા બોલી : "બિહારી બાબુ અહિં પણ આવ્યો છે!"

એટલું કહી તે અંદર જઈ બારણાં બંધ કરી પોતાના મનમાં નિર્ભય બની.

બિહારી નીચેથી સર્વ સાંભળતો હતો. તે તેજ સમયે જતો પણ રહ્યો. એટલામા અન્નપૂર્ણા ગૌમુખી અને માળા લઈ નીચે ગઈ. તેણે જોયું કે બિહારી બહાર દ્વાર નજદીક બેઠો હતો.

અંધારૂં હોવાને લીધે અન્નપૂર્ણા બિહારીની અવસ્થા બરાબર જોઈ શકી નહિ. બિહારી પણ ભાનશૂન્ય બન્યો હોવાથી અન્નપૂર્ણાને ન જોઈ શક્યો.

અન્નપૂર્ણા તીવ્ર સ્વરે બોલી : "બિહારી!"

અરે, તે ચિરપરિચિત સ્નેહસ્વર ક્યાં ગયો? આ સ્વર તો કઠિન વિચારનો ધ્વનિ સંભળાવી રહ્યો છે! જનની અન્નપૂર્ણા, અભાગી

બિહારી તો અંધકારમાં તમારા મંગળમય ચર્ણનો આશ્રય લેવા આવ્યો હતો ! તેના ઉપર આવી કોપજ્વાળા શા માટે ફેંકી રહ્યાં છો !

અન્નપૂર્ણાનો કુપિત સ્વર સાંભળી, બિહારીના શક્તિશૂન્ય શરીરમાં પગથી માથા પર્યંત જાણે વીજળી પ્રસરી રહી. તેણે દીન સ્વરે કહ્યું : “ કાકી, હવે કંઈ વિશેષ ન બોલશો; હું જાઉ છું. ”

એટલુ કહી પૃથ્વીપર શીશ નમાવી તેણે કાકીને દૂરથી પ્રણામ કર્યાં. માતા જેમ સાગરમાં બચ્ચાંને વિસર્જન કરે છે તેમ અન્નપૂર્ણાએ બિહારીને અંધારી રાત્રીએ વિદાય કર્યો. એક વાર તેને બોલાવ્યો પણ નહિ. જોતજોતામાં બિહારીને લઈ જતી ગાડી અદ્રસ્ય થઈ ગઈ.

તેજ રાત્રે આશાએ મહેન્દ્રને પત્ર લખ્યો : “ આજ સાંજે બિહારી બાબુ એકાએક અહિં આવ્યા હતા. કાકાજી ક્યારે પાછા ફરશે તે નક્કી નથી. તમે સત્વર આવી મને તેડી જાઓ. ”



# પરિચ્છેદ ૨૭.

## દુષ્કર્મી ગણાવા માટે ગર્વ !

આખી રાત્રીના જાગરણથી **મહેન્દ્ર**ના અંગમાં એક પ્રકારની શિથિલતા આવી ગઈ હતી. તેનું મન ઉદ્વેગથી ખિન્ન હતું. પ્રાતઃકાળમાં દરરોજ તે અભ્યાસ કરવા બેસતો, પણ આજ તો શય્યા ઉપર પડ્યો પડ્યો કંઈ વિચારમાં ગ્રસ્ત થઈ ગયેલો જણાતો હતો. દિવસ ચઢવા માંડ્યો પણ તે સ્નાન કરવા ઉઠ્યો નહિ. ફાલ્ગુનના દિવસો હતા, માર્ગમાં છોકરાઓ ધિંગામસ્તી કરી રહ્યા હતા. ફેરીયા વેપારીઓ પોતાના માલ વેચવા કંઈ કંઈ વિચિત્ર સ્વરે બુમો પાડી રહ્યા હતા. ઓફીસ જનારાઓની ગાડીઓ દોડતી જતી સંભળાતી હતી. પાસેજ બાજુમાં એક નવીન મકાન તૈયાર થતું હતું. ત્યાં મજુરણો મકાનની જમીન તૈયાર કરતી કરતી ગીતો ગાતી સંભળાતી હતી. દક્ષિણ દિશાનો પવન ફુંકાતો હતો. પરંતુ તે માત્ર **મહેન્દ્ર**ના દુઃખતા અંગને વધારે શિથિલ કરી પીડતો હતો. ખરે, વસંતના દિવસો કોઈ કઠિન પ્રતિજ્ઞા, અસાધારણ ચેષ્ટા અથવા તો કોઈ માનસિક પ્રવૃત્તિને લાયક નથી. એ દિવસોએ તો સર્વ કંઈ કામકાજ તજી આનંદથી પડ્યા રહેવાનીજ ઇચ્છા થાય છે.

એટલામાં **વિનોદિની** આવીને કહેવા લાગી : “ **મહેન્દ્ર** બાબુ, આજ તમને શું થયું છે ? નહાવું નથી શું ? ભોજનસમય થઈ ગયો છતાં હજુ તમે પથારીમાં કેમ પડ્યા છો ? શું તબિયત બગડી છે ? માથું દુઃખે છે ? ” એમ કહી તેના માથા ઉપર હાથ રાખીને દાબવા લાગી.

મહેન્દ્રે નેત્ર મીચાયેલાં રાખી, સ્હેજ ભારે અવાજમાં કહ્યું: "આજ તબિયત જરા નરમ છે. મારો આજ નહાવાનો વિચાર નથી."

વિનોદિની: "ભલે સ્નાન ન કરશો, પણ ચાલો; સ્હેજ જે ભાવે તે જમી તો લ્યો?"

વિનોદિની આગ્રહ કરી મહેન્દ્રને નીચે લઈ ગઈ. મહેન્દ્રે નાહી લીધું અને વિનોદિનીએ તેને જમાડ્યો.

ભોજન કર્યા બાદ મહેન્દ્ર પોતાના ઓરડામાં આવી પાછો સુઈ ગયો. વિનોદિની પુનઃ તેનુ માથુ દાબવા લાગી.

મહેન્દ્રે નેત્ર બંધના બંધ ગણી કહ્યું: "વિનોદિની, તમે હજુ કંઈ જમ્યાં નથી. જાઓ, જમી લ્યો."

ગમે તેટલું કહ્યા છતાં વિનોદિની ગઈ નહિ. મહેન્દ્રનુ હૃદય જોસથી ધડકવા લાગ્યુ. બન્ને જણ મૌન્ય ધરી રહ્યાં હતાં. મહેન્દ્ર વિચારવા લાગ્યો: 'હવે તો સંસારના અનન્ત પ્રવાહમાં વહ્યો જાઉં છું, જીવન-નૌકા ક્યારે ક્યાં જઈ અટકે છે તે મારે જોવું છે.'

ઘણા સમય સુધી બેઠાં બેઠાં મહેન્દ્રનુ માથુ દાબ્યા કર્યાથી વિનોદિનીને શ્રમ લાગ્યો, અને તે શ્રમથી તે નીચી વળી તેના માથા પરના કેશનો ગુચ્છો, મહેન્દ્રના ગાલને સ્પર્શ કરી રહ્યો. હવાથી ઉડતા આ કેશગુચ્છનાં કંપિત કોમલ સ્પર્શથી મહેન્દ્રનુ સર્વ અંગ કંપી ઉઠ્યુ. તેનો શ્વાસ જાણે છાતીમાંજ અટકી ગયો. કેમ જાણે કોઈએ તેના બ્હાર નીકળવાનો રસ્તો બંધ ન કર્યો હોય! મહેન્દ્ર એકદમ ઉઠીને બેઠો થયો અને વિનોદિની તરફ નજર સરખી પણ ન કરતાં તે બોલતો બોલતો ઉઠ્યો: "અરે, મારે કૉલેજ જવુ છે ને? હું જઈશ હવે."

વિનોદિની બોલી: "લ્યો, હું તમારાં કપડાં લાવું છું."

વિનોદિની મહેન્દ્રનાં કપડાં લઈ આવી. મહેન્દ્ર સત્વર કપડા પહેરી કૉલેજ ગયો; પરન્તુ ત્યાં પણ એમાં જીવ ચોંટ્યો નહિ. અભ્યાસ-

માં મનને રોકવાનો ઘણો નિષ્ફળ પ્રયાસ કર્યા બાદ બે વાગતે તે પાછો ફર્યો.

ઓરડામાં પ્રવેશ કરતાં તેણે જોયુ કે વિનોદિની સુતી સુતી કોઈ પુસ્તક વાંચી રહી હતી. મહેન્દ્રનાં પગલાનો અવાજ તેણે સાંભળ્યો હોય એવું જણાતું નહોતું. મહેન્દ્ર આસ્તે આસ્તે પાછળ આવીને ઉભો રહ્યો. તેજ વખતે વિનોદિનીએ વાંચતાં વાંચતાં એક દીર્ઘનિઃશ્વાસ નાંખ્યો.

મહેન્દ્ર બોલ્યો: “ આશાભર્યા કલ્પિત જનોને માટે આમ સહાનુભૂતિનો વ્યર્થ વ્યય શિદ કરી રહ્યાં છો ? જોઈએ શું વાંચો છો ?”

વિનોદિની સંકોચ પામી અને બેઠી થઈ. તેણે તે પુસ્તકને પોતાની સાડી તળે છુપાવી દીધું. મહેન્દ્ર તે પુસ્તક કયું હતું તે જોવા પ્રયત્ન કરવા લાગ્યો. બહુ વાર પર્યંત હોંસાતોસી કર્યા પછી અંત વિનોદિની થાકી. મહેન્દ્રે તેના હાથમાંથી પુસ્તક છીનવી લીધું. તે બંકિમ બાબુનું “ વિષવૃક્ષ ” હતું. વિનોદિની મૌન્યવ્રત ધરી, બીજી ગમ મ્હોં ફેરવી બેઠી.

મહેન્દ્રનું હૃદય વેગથી ઉછળી રહ્યું હતું. પુષ્કળ હાસ્ય કરતાં તેણે કહ્યું: “વૃથા ઝપટાઝપટી કરી. મને લાગ્યું કે કોઈ ગુપ્ત રાખવા યોગ્ય વસ્તુ હશે ! આટલો શ્રમ લીધા પછી નીકળ્યુ શુ ? વિષવૃક્ષ ! ”

વિનોદિની: “ મારે ગુપ્ત રાખવા યોગ્ય બીજું હવે છે પણ શું ?”

મહેન્દ્ર: “ કદાચ બિહારીની ચિઠ્ઠી મળી હોય તો તે. ”

ક્ષણભર વિનોદિનીના નેત્રમાં વિદ્યુત્ સમાન ચળકાટ ઝબકી રહ્યો. આટલી વાર પર્યંત કામદેવ ઘરના ખૂણામાં ક્રીડા કરી રહ્યો હતો. અત્યારે તે જ્વલિત બની ભસ્મિભૂત થઈ ગયો. વિનોદિની ઉઠીને દૂર જઈ ઉભી.

મહેન્દ્રે તેનો હાથ ઝાલી કહ્યું: “ મને ક્ષમા કરો, મારાથી અપરાધ થયો છે. મેં મશ્કરી કરી, પણ તેમ કરવું ઉચિત ન હતું. ”

વિનોદિનીએ બળ કરી હાથ છોડાવ્યો. તે બોલી: "કોની હાંસી કરો છો? તમે તેની મિત્રતા કરવા યોગ્ય હોત તો હું તમારી હાંસી પણ સહન કરી લેત. તેની મિત્રતા કરવા તમે યોગ્ય નથી તેથી હાંસી કરી એ તમને ઘટિત નથી."

વિનોદિની બહાર જવા આગળ વધી. મહેન્દ્રે પોતાના બન્ને હાથે તેના પગ પકડી તેને રોકી રાખી.

એજ સમયે ભીતપર કોઈનો પડછાયો દેખાયો. મહેન્દ્રે સત્વર વિનોદિનીના પગ છોડી દીધા, અને ચમકીને પાછળ જોયુ તો બિહારી ઉભો હતો.

બિહારીએ એક વાર બન્ને તરફ દૃષ્ટિ કર્યા પછી શાંત અને મૃદુ-સ્વરે કહ્યું: "વિચિત્ર પ્રસંગે હું આવી પહોંચ્યો! પણ મારે બહુ વાર રોકાવુ નથી. એક વાત જણાવવા આવ્યો છુ, તે કહી હુ ચાલતો થઈશ. હુ કાશી ગયો હતો. મને ખબર નહતી કે ભાભી પણ ત્યાં ગયાં છે. અજાણે મારાથી દોષ થયો છે. તેમની પાસે ક્ષમા માગવા જેટલો સમય નહોતો તે તમારી પાસે ક્ષમા માગવા આવ્યો છું. મારી તમને એજ પ્રાર્થના છે કે મારાથી જાણે કે અજાણે કાંઈ પણ પાપ થયુ હોય તો તેનું ફળ તે બિચારીને ન સહેવું પડે એ જોજે."

મહેન્દ્ર બોલ્યો: "મેં તને અપરાધ સ્વીકારવાનું પણ નથી કહ્યું, તેમ તેનો સ્વીકાર કરવો એમ પણ નથી કહ્યું. પછી ક્ષમાપ્રાર્થના કરી, આટલી બધી સાધુવૃત્તિનો ડોળ શા સારૂ કરે છે?"

બિહારી કાષ્ઠના પૂતળાની પેઠે થોડી વાર સુધી ઉભો રહ્યો. ત્યાર બાદ તે કંઈ બોલવા જતો હતો એટલામાં વચ્ચે વિનોદિની બોલી ઉઠી: "બિહારી બાબુ, તમે કશો ઉત્તર ના આપશો. કંઈજ ના બોલશો. એમણે જે કાંઈ કહ્યું છે તેથી એમના મોંઢે શાહીનો પાસ લાગ્યો છે; પરન્તુ તેનો પટ તમને લાગે એમ નથી."

વિનોદિની બોલી તે બિહારીએ સાંભળ્યું કે ન સાંભળ્યું તે કહી શકાતું નથી. તે નિદ્રાના આવેશમાં ચાલતા મનુષ્યની પેઠે, દ્વારમાંથી નીકળી નિસરણી તરફ ગયો.

વિનોદિની તેની પાછળ જઈ તેને કહેવા લાગી: " બિહારી બાબુ, તમારે મને કંઈજ કહેવાનું નથી? તમારે જો તિરસ્કાર કરવો હોય તો ભલે મારો કરો."

બિહારી કંઈ પણ ન બોલતાં જ્યારે આગળ વધ્યોજ ગયો ત્યારે વિનોદિની તેની સામે જઈ, તેના હાથ પકડી ઉભી. બિહારી જોરથી તેને ધક્કો મારી ચાલ્યો ગયો.

વિનોદિની પડી ગઈ તે તેને જણાયું નહિ.

વિનોદિનીના પડવાનો અવાજ સાંભળી, મહેન્દ્ર દોડી આવ્યો. તેણે જોયું કે વિનોદિનીના ડાબા હાથની કોણીમાં ઘા પડ્યો હતો, અને ઘામાંથી રક્ત વહી રહ્યું હતું.

મહેન્દ્રે કહ્યું: " અરે, સખ્ત ઘા પડ્યો છે."

એટલું કહી મહેન્દ્ર પોતાનું ધોતીયું ફાડી, ઘા ઉપર પાટા બાંધવા તૈયાર થયો.

વિનોદિની તેનો હાથ ખસેડી નાંખતી બોલી: " નહિ, તમે કાંઈ પણ કરતા નહિ. લોહી ભલે નીકળે, નીકળવા દો!"

મહેન્દ્ર બોલ્યો: " પાટા બાંધી, હું એક દવા આપું છું તેથી કાંઈ પણ દર્દ નહિ થાય. ઘા જલદીથી રુઝાઈ જશે."

વિનોદિની બોલી: " મારે ઘા રુઝાવવો નથી. ભલે એ એમને એમ રહ્યો."

મહેન્દ્રે કહ્યું: " આજે મારી ભૂલ અને મારા અપરાધને પરિણામે તમારે બીજાની આગળ શરમાવું પડ્યું છે. શું મારા એ અપરાધની મને ક્ષમા નહિ મળે?"

વિનોદિની બોલી : "ક્ષમા શા માટે માગો છો ? ઠીક કર્યું. હું થોડીજ કોઇથી પણ ડરૂં છું ? હું કોઇનીએ સ્પૃહા રાખતી નથી. જે ધક્કો મારીને ચાલ્યો જાય તે શું મારૂં સર્વસ્વ છે, અને મારા પગે પકડી જે મને અટકાવે છે તેની કંઈ ગણત્રીજ નથી કે ?"

મહેન્દ્ર આનંદથી પ્રફુલ્લિત બની ગયો અને ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો : "વિનોદિની, ત્યારે તમે મારા પ્રેમનો સ્વીકાર કરશો ?"

વિનોદિની : "તમારો પ્રેમ હું શિરપર ચઢાવીશ. મને કાંઈ એટલો બધો પ્રેમ મારા જીવનમાં મળ્યો નથી, કે આનો અસ્વીકાર કરી ફેંકી દઉં."

તે સમયે મહેન્દ્રે વિનોદિનીના બન્ને હાથ પકડી કહ્યું : "ત્યારે ચાલો, મારા ઓરડામાં. તમને આજે મેં બહુ કષ્ટ પહોંચાડ્યુ છે, અને તમે પણ મારૂં દિલ દુખવ્યુ છે. જ્યાંસુધી આપણું કષ્ટ નહિ મટે ત્યાં-સુધી મને ચેન નહિ પડે.

વિનોદિની બોલી : "આજ નહિ. આજે મને જવા દો. મેં તમને કંઈ દુઃખ આપ્યુ હોત તો ક્ષમા કરત."

મહેન્દ્ર : "પણ તમે મને જો ક્ષમા નહિ કરો તો મને નિદ્રાજ નહિ આવે."

વિનોદિની : "ક્ષમા, ક્ષમા."

મહેન્દ્ર પોતાના મનમાં વિચારવા લાગ્યો : "હવે હું સાધુસંતનો ડોળ ઘાલવા માગતો નથી. મારો તેના ઉપર પ્રેમ છે. હું એને ચાહું છું એ અસત્ય નહિં પણ સત્ય છે."

પોતાના પ્રેમગર્વમાં તે એટલો બધો ઉદ્ધત બની ગયો કે પોતાને દુષ્કર્મી માનવામાં પણ તેને ગર્વ થયો. શાન્ત સંધ્યા સમયે શાંતિથી

ચળકતા તારાગણથી સુશોભિત અનત જગત ઉપર ઉપેક્ષાની એક દૃષ્ટિ ફેંકતાં **મહેન્દ્ર** પોતાના મનમાં કહેવા લાગ્યો: "લોકો મને સારો કે નરસો જેવો કહેવો હોય તેવો કહે, પણ હું પ્રેમી છું એ નક્કી છે."

તેણે **વિનોદિની**ની મૂર્તિને પોતાના હૃદયમાં સ્થાન લેવા દીધું. પોતાની ફરજ અને પોતાનું સર્વસ્વ તેણે ડૂલ થવા દીધું.



## પરિચ્છેદ ૨૮.

### પારકાંમાં ચિત્ત રાખનારની દશા.

બીજે દિવસે પ્રભાતમાં જાગૃત થતાંજ **મહેન્દ્ર**નું હૃદય સુખમય અભિલાષાઓથી પૂર્ણ બની ગયુ; પ્રભાતના સુવર્ણપ્રકાશે તેના સર્વ વિચારો અને આશાઓને સુવર્ણમય બનાવી દીધાં. જે પટથી તેનો પ્રેમ આજ પર્યંત ઢંકાયલો હતો, તે પટ દૂર કરતાંજ તેને સર્વ વસ્તુઓ જુદાજ સ્વરૂપે ભાસવા લાગી. આજે **વિનોદિની** સાથે મીલન થશે તે નિત્ય કરતાં કંઈ અનેરા પ્રકારનું થશે, એમ **મહેન્દ્ર** ગણવા લાગ્યો.

પોતાના મકાનના દ્વાર પાસે કોઈ ફકીર ખંજરી બજાવી ગાતો હતો, નોકર તેને કાઢી મૂકવા લાગ્યો. **મહેન્દ્રે** મના કરી, ફકીરને એક રૂપિયો બક્ષીસ આપી. દાસી દીવો સાફ કરવા આવી. કંઈક ગફલતથી દીવાનો કાચ અકસ્માત તેનાથી ફુટી ગયો. દાસી ભયથી ડરતી **મહેન્દ્ર** તરફ જોવા લાગી. **મહેન્દ્રે** તેને કંઈ પણ ન કહેતાં કાચના ટુકડા એકઠા કરી બહાર ફેંકી દેવા આજ્ઞા કરી. આજ જે કાંઈ પણ હાનિ થતી તેને તે હાનિ સમજતો જ ન હતો.

આજ સવારથીજ તેનું મન કંઈક ચચલ બની ગયુ હતું. તેને આજ ઘણો ઉત્સાહ હતો. કૉલેજ જવાનું પણ આજે તેણે માંડી વાળ્યું; કારણ કે **વિનોદિની** સાથે અકસ્માત ક્યારે મેળાપ થશે તે કાંઈ કહી શકાય એમ નહતું.

ગૃહકાર્યમાં પ્રવૃત્ત બનેલી **વિનોદિની**નો સ્વર ક્ષણમા રસોડામાં સંભળાતો તો ક્ષણમાં કોઠારમાંથી સંભળાતો હતો. પણ આજે તેને એ

પસંદ પડયુ નહિ. આજે **વિનોદિની**ને તેણે ઘણા ઉચ્ચ સ્થાને બેસાડી હતી.

કેમે કરતાં સમય વીતતો નહતો. **મહેન્દ્ર** નાહીને યથેચ્છ જમ્યો. ઘરનું સર્વ કામકાજ સમાપ્ત થયું. બપોર થઈ ઘરમાં શાંતિ પથરાઈ હતી, તોપણ **વિનોદિની** જણાઈ નહિ. ઔત્સુક્ય, અધીરાઈ અને આશાથી **મહેન્દ્ર**ના હૃદયતંત્રના સર્વે તાર ઝણઝણી ઉઠયા.

ગઈ કાલે છીનવી લીધેલું "વિષવૃક્ષ" પથારી ઉપર પડ્યુ હતું. તેને જોતાંજ તે સંબંધમાં થયેલી ખેંચતાણ યાદ આવી અને **મહેન્દ્ર**નાં રોમાંચ ઉભા થયાં. **વિનોદિની** જે તકીયા ઉપર પડીને વાંચતી હતા તે તકીયો **મહેન્દ્રે** પોતાના માથા નીચે મૂક્યો અને પછી "વિષવૃક્ષ" હાથમાં લઈને તેનાં પાના ઉથલાવવા મડ્યો. પાનાં વાંચવામાં તેનું ચિત્ત લાગ્યું; અને વાંચતાં વાંચતા પાચ વાગી ગયા પણ તેના ધ્યાનમાં તે રહ્યું નહિ.

એટલામા ફળ, મિઠાઈ વગેરે લઈ **વિનોદિની** આવી અને થાળ **મહેન્દ્ર**ની સામે મૂકી, તેણે પૂછ્યુ: "**મહેન્દ્ર** બાબુ, શા વિષયમાં ગુંથાયા છો? તમને થયું છે શું? પાંચ વાગ્યા તોપણ હજુ કેમ પડયા રહ્યા છો?"

**મહેન્દ્ર**ને શું બોલવું તે કંઈ સુઝયું નહિ. એને શુ થયું છે એ પ્રશ્ન **વિનોદિની**એ પૂછવો જોઈએ? એની દશા **વિનોદિની**થી ગુપ્ત રહેવી જોઈએ? ઉર્મિઓ ઉપર રેણને પાણી ફરી વળે એ ભયથી **મહેન્દ્ર** ગઈ કાલની કોઈ વાતનું સ્મરણ કરાવી શક્યો નહિ, કિંવા કાંઈ બોલી શક્યો નહિ.

**મહેન્દ્ર** ફળો આરોગવા બેઠા. **વિનોદિની** અગાસીમાં તેનાં કપડાં સુકવવા નાંખ્યાં હતાં તે અંદર લાવી અને તેની ઘડી કરી, કબાટમાં મૂકવાના કાર્યમાં ગુંથાઈ.

**મહેન્દ્રે** કહ્યું: "જરા ઉભાં રહો. હું હમણાં આવી તમને સહાય કરૂં છું."

વિનોદિનીએ હસતાં હસતાં કહ્યું: " હું તમને હાથ જોડીને કહું છું કે તમારે ફાવે તે કરજો પણ સહાય ન કરશો."

મહેન્દ્રે જલદી હાથ મ્હોં ધોઈ કહ્યું: " ઠીક છે, તમે મને એક તદ્દન નિરૂપયોગી આદમી ગણો છો! ત્યારે આજ મારી પરીક્ષા કરી લ્યો." એમ કહીને તેણે કપડાંની ઘડી વાળવાનો મિથ્યા પ્રયત્ન કર્યો.

" વ્યર્થ ત્રાસ ન આપો" વિનોદિની તેના હાથમાંથી કપડાં ખેંચી લેતી બોલી: " તમે સામું કામ વધારો છો."

" ભલે ત્યારે તમે તમારૂં કરો." મહેન્દ્ર બોલ્યો: " હું ધ્યાન રાખીશ અને શીખીશ."

તે કબાટ પાસેના દ્વારના ઉમરામાં જઈ બેઠો અને વિનોદિની એક પછી એક એમ સઘળાં કપડાં કબાટમાં ગોઠવવા લાગી. વચ્ચે વચ્ચે તે રમતમાં મહેન્દ્રની પીઠ ઉપર કપડાંની ઝાપટ લગાવતી જતી હતી.

આજના વિષયનું આ પ્રમાણે મંડાણ થયું; પરન્તુ મહેન્દ્રે સવારથી જે જે કલ્પનાઓ કરી હતી તેનાં કશાં ચિહ્ન જણાયાં નહિ.

પરંતુ મહેન્દ્રને તેથી દુઃખ થયું નહિ. ઉલટું તેને એક પ્રકારનો આનંદ જણાયો. બહુ વિચાર કર્યા છતાં પણ તેને એ નહોતું સમજાતું કે મારો કલ્પનામય મનોરથ હું કેવે પ્રકારે સિદ્ધ કરી શકીશ?

એટલામાં રાજલક્ષ્મી ઓરડામાં દાખલ થઈ. તેણે મહેન્દ્રને પૂછ્યું: " વિનોદિની તો તારાં કપડાં ઠીકઠાક કરે છે, પણ તું અહિં બેસીને શું કરે છે?"

" જુઓ ફોઈજી, એ વચ્ચે આવીને મારા કામમાં વિલંબ કરે છે." વિનોદિની ફરિયાદ કરતી હોય તેવી ઢબે વચ્ચે બોલી.

મહેન્દ્ર બોલ્યો: " વાહ! હું તો ઉલટો તમને તમારા કામમાં સહાય કરૂં છું છતાં આવું બોલો છો કે!"

રાજલક્ષ્મી: " તું સહાય કરે, એ જોવાનું મારા ભાગ્યમાં ક્યાંથી!

બેટા વિનોદિની, મહેન્દ્રનો અસલથીજ એ સ્વભાવ છે કે કોઈ પણ કામ એને આવડતું જ નથી. મા અને કાકીના લાડમાં ઉછરેલો મારો મહેન્દ્ર કંઈ પણ કરવાનું જાણતો નથી.”

એટલુ કહી રાજલક્ષ્મીએ સ્નેહપૂર્ણ દૃષ્ટિથી કામ કરવાને અશક્ત એવા પોતાના પુત્ર તરફ જોયુ. રાજલક્ષ્મીની એજ એક ઇચ્છા હતી કે માતાના સ્નેહની અત્યંત અપેક્ષા રાખનાર પુત્રને વિનોદિની કોઈ પ્રકારે પણ સુખમાં રાખે. પુત્રસેવાનુ સર્વ કામ વિનોદિનીને સોંપી રાજલક્ષ્મી નિશ્ચિંત બની હતી. હવે મહેન્દ્ર વિનોદિનીની કદર કરતા શીખ્યો અને તેને પોતાનું ગૃહ તજી ન જવા દેવા આગ્રહ કરતો હતો, તે જોઈ તેની માતા રાજલક્ષ્મીને પરમ આનંદ થયો.

રાજલક્ષ્મી બોલી: “બેટા વિનોદિની, આજ તેં મહેન્દ્રના સર્વ કપડાં સુકવી દીધાં એ ઠીક કર્યુ; હવે કાલે સઘળા નવા રૂમાલો ઉપર એના નામના અક્ષર ભરી દેજે. તને અહિં લાવીને મેં કંઈ સુખ તો ન આપ્યુ, પણ ઉલટું તારી પાસે ઘરનું સઘળું કામ કરાવું છું.

વિનોદિની બોલી: “ફોઈજી, જો એમ કહેશો તો હું એમ માનીશ કે તમે મને કોઈ પારકું માણસ ગણો છો.”

રાજલક્ષ્મી સ્નેહથી બોલી: “નહિ બેટા, તારા જેવું બીજું કોઈ ક્યાંથી મળવાનું હતું?”

વિનોદિની જ્યારે સર્વ કપડાં ગોઠવી રહી ત્યારે રાજલક્ષ્મી બોલી: “ચાસણી કરવાની છે, સર્વ પકવાન બનાવવાનાં છે. તું કહે તો ચુલો ચેતાવું. હજી તારે અહિં કંઈ કામ બાકી છે, બેટા?”

વિનોદિનીએ કહ્યું: “નહિ ફોઈજી, હવે કાંઈ બાકી નથી.”

મહેન્દ્ર બોલ્યો: “બા, હમણાં તો તું વિનોદિનીને કામનો ઘણો બોજો છે એમ કહી બળાપો કરતી હતી ને તરતજ પાછી તુંજ એને કામ સોંપે છે?”

ચ્હડતાં શ્રમ લાગતો હોવાથી હવે તે બહુ ઉપર આવ જાવ કરતી ન હતી. પરંતુ આજ **વિનોદિની** ઘણો આગ્રહ કરી તેને સાથે લઈ આવી હતી. **મહેન્દ્ર** અત્યંત ગભીર મુદ્રા ધારણ કરી ભોજન કરવા લાગ્યો.

**વિનોદિની**એ પૂછ્યું: " **મહેન્દ્ર** બાબુ, કેમ આજ કાંઈ ખાતા નથી ? "

**રાજલક્ષ્મી**એ વળી પૂછ્યુ: " તબિયત તો સારી છે ને ? "

**વિનોદિની**: " મેં આટલો શ્રમ લઈ પકવાન્ન બનાવ્યાં છે પરંતુ તે સારાં થયાં હોય તેમ જણાતું નથી. તેમ હોય તો રહેવા દો. ન ભાવે અને સારાં ન હોય તોપણ શરમમાં ને શરમમાં ખાવાની જરૂર નથી."

**મહેન્દ્રે** કહ્યું: " તમે કેવી વાત કરો છો ! પકવાન્ન મને સર્વે ચીજોથી અધિક પ્રિય છે, અને બન્યાં પણ ઉત્તમ છે. તમે કદાચ ના કહેશો તોપણ હું ક્યાં સાંભળું એમ છું ? "

તે સર્વ પકવાન્ન ખાઈ ગયો. થાળીમાં એક ટુકડો પણ ન રહ્યો.

ભોજન બાદ **મહેન્દ્ર રાજલક્ષ્મી** અને **વિનોદિની** ત્રણે જણ ત્યાંજ બેઠાં. પરન્તુ **મહેન્દ્રે** કથા વાંચવાની વાત પુનઃ કરીજ નહિ.

**રાજલક્ષ્મી** બોલી: " અરે, **મહેન્દ્ર** તેં અત્યારે કથા કહેવાનો વિચાર રાખ્યો હતોને ? તે ક્યારે કહેવાનો છે પછી ? શાની કથા કહે છે ? "

**મહેન્દ્રે** કહ્યું: " મારી કથામાં **રામ લક્ષ્મણ** કે દેવ દેવીઓની વાત નથી આવતી. તમને તે શ્રવણ કરવામાં રસ નહિ પડે ! "

ગમે તેમ હોય પણ રસ લગાડવાનો **રાજલક્ષ્મી** નિશ્ચય કરી બેઠી હતી ! **મહેન્દ્ર** કદાચ અરબી ભાષામાં કથા કહેત તો તેમા પણ **રાજલક્ષ્મી**ને આજ રસ પડત. બિચારો **મહેન્દ્ર**, વહુ કાશી ગઈ છે, તે એકલો પડયો છે, તેને જે સારૂં લાગે તે માને કેમ ન લાગે ? અને જો સારૂં ન લાગે તો કામ પણ કેમ ચાલે ?

હોય તો લ્યો હું જાઉ છું.” ઉદાસીનભાવ ધરી, વિનોદિની ઉઠીને જવા તૈયાર થઈ.

મહેન્દ્રે તેનો હાથ ઝાલી લીધો અને કહ્યું: “આજ પ્રમાણે તમે મને ક્યારનાં સતાવી—કહો કે જલાવી રહ્યાં છો ?”

વિનોદિની: “વાહ, મારામાં એટલું બધુ તેજ છે, તેનુ મને તો આજ સુધી ભાનજ નહતું ! પણ તમારૂ હૃદય પણ ક્યાં ઓછું કઠિન છે ? તે પણ જે હોય તે સહન કરી શકે એમ છે ? પરન્તુ તમારા મ્હોં ઉપર તો તમે બળતા હો એવાં કાંઈ ચિન્હ જણાતાં નથી.”

મહેન્દ્ર: “મ્હોં ઉપરથી તો એ થોડુંજ સમજાવાનું હતું ?” એમ કહી મહેન્દ્રે વિનોદિનીનો હાથ ખેંચી પોતાની ધડકતી છાતી ઉપર રાખ્યો.

“ઓહ !” ઉચ્ચાર સાથે વિનોદિની બુમ પાડી ઉઠી. મહેન્દ્રે તેનો હાથ તુર્તજ છોડી દીધો અને પૂછ્યુ: “કેમ, શું થયું ?”

મહેન્દ્રે જોયું કે તે દિવસે વિનોદિનીના હાથમાં જે ઘા પડયો હતો તેમાંથી આજ પણ રક્તસ્રાવ થઈ રહ્યો હતો.

મહેન્દ્રે દુઃખિત હૃદયે કહ્યું: “મને વિસ્મરણ થયુ. મારાથી મોટો અપરાધ થયો છે. લાવો એના ઉપર દવા લગાડું.”

વિનોદિની: “નહિ, એની મેળેજ એ રૂઝાઈ જશે. દવા લગાડવાની અગત્ય નથી.”

મહેન્દ્ર: “કેમ ?”

વિનોદિની: “કેમ શું ? તમારે તેની ચિન્તા કરવી નહિ. એ ઘા તો જેમ છે તેમજ રહેશે.”

મહેન્દ્રે ખિન્ન બની મનમાં વિચાર કર્યો: “વિનોદિનીનો વિનોદ લેશ પણ સમજી શકાતો નથી. કોઇએ કહ્યું છે તે સત્યજ છે કે સ્ત્રી-ચરિત્ર સમજવાને દેવો પણ અશક્ત છે તો મનુષ્ય તે કોણ માત્ર ?”

## પરિચ્છેદ ૨૯.

### ઈર્ષાગ્નિથી બળતો મહેન્દ્ર.

ફાલ્ગુન અને ચૈત્ર માસમાં બિહારીની જાગીરમાંથી ઘણું મધ આવતું હતું. પ્રતિવર્ષે તેમાંનું થોડુંક મધ, બિહારી રાજલક્ષ્મીને ત્યાં મોકલતો. આ વર્ષે પણ બિહારીએ તે પ્રમાણે મધ મોકલ્યું.

વિનોદિની પોતે મધનું વાસણ લઈ, રાજલક્ષ્મી પાસે ગઈ અને બોલી: "ફોઈજી, બિહારી બાબુએ મધ મોકલ્યુ છે."

રાજલક્ષ્મીએ કોઠારમાં રાખવા કહ્યું. વિનોદિની મધ મૂકી, રાજલક્ષ્મી પાસે આવીને બેઠી. તે બોલી: "ફોઈજી, બિહારી બાબુ તમને કોઈ પણ પ્રસંગે વિસરતા નથી. એ બિચારાને માબાપ વગેરે કોઈ નથી. એ તો તમનેજ માતા ગણે છે."

રાજલક્ષ્મી બિહારીને મહેન્દ્રના પડછાયા સમાન ગણતી હતી, તે ક્વચિતજ તેને એક અભિન્ન વ્યક્તિ ગણી તેના વિષે વિચાર કરતી. તે પણ એ લોકો સાથે ઘણો હળી ગયો હતો. સઉને તેના પ્રત્યે સ્નેહભાવ હતો. જ્યારે વિનોદિનીએ તેને યાદ કરાવ્યુ કે બિહારી તેને મા સમાન ગણતો હતો ત્યારે તેનું હૃદય પીગળી આવ્યું: "હા, એ તો ખરૂ, તે મને પોતાની મા સમાનજ ગણે છે." તેના મનમાં પ્રકાશ પડયો.

ઘણીક વખત તેની માંદગીમાં, શોકમાં અને એવીજ કોઈ મુશ્કેલીના વખતમાં બિહારીએ તેની ઘણી શુશ્રુષા કરી હતી. પોતે તેનો સ્વીકાર પણ કર્યો હતો; પરન્તુ તેના બદલામાં બિહારી માટે પોતે શું કર્યું હતું? એ વિચારે તેના મનને વ્યગ્ર કર્યું. અલબત, જ્યારે અન્ન-

પૂર્ણા અત્રે હતી ત્યારે તે બિહારીની ઘણી સંભાળ રાખતી હતી, પણ રાજલક્ષ્મી માત્ર ઉપરનો ડોળ કરતી. તેથી જ્યારે તેણે એમ કહ્યું કે: "હા બિહારી મને પુત્ર સમાન પ્રિય છે" ત્યારે તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો; કારણ તે જાણતી હતી કે બિહારીએ તેને માટે તેના પોતાના પુત્રના કરતાં પણ વિશેષ કર્યું હતું.

"બિહારી બાબુને તમારી બનાવેલી રસોઈ ઘણી ભાવે છે." વિનોદિની બોલી.

રાજલક્ષ્મીએ સ્નેહ અને ગર્વભરિત સ્વરે કહ્યું: "હા, બીજા કોઈએ બનાવેલી કઢી એને જોવી પણ ગમતી નથી."

એને સ્મરણ થયુ કે બિહારી ઘણા સમયથી દેખાયો નથી. વિનોદિનીને તેણે પૂછ્યુ: "હા, પણ હમણાં બિહારી કેમ જણાતો નથી?"

વિનોદિનીએ ઉત્તર આપ્યો: "હું પણ તેજ વિચાર કરૂં છું. કોઇપણ વસ્તુસ્થિતિ એમ છે કે તમારો પુત્ર તો લગ્ન થયા પછી વહુના પાશમાંજ પડી રહે છે તો પછી મિત્ર આવીને કરે પણ શુ?"

રાજલક્ષ્મીને વિનોદિનીનુ કહેવું સત્ય ભાસ્યુ. પત્નીના પ્રેમબંધનથી મહેન્દ્રે પોતાનો એક સારો મિત્ર ગુમાવ્યો હતો. બિહારી હવે શા રીતે આવે? તેનો જ્યાં આદર નહિ ત્યા તે શુ કરવા જાય? પોતાના સમાન સ્થિતિ બિહારીની પણ જાણી, રાજલક્ષ્મીની તેના પ્રત્યે સહાનુભૂતિ અધિક પ્રકટી. તે વિનોદિનીને કહેવા લાગી: "બચપણથીજ બિહારીએ નિઃસ્વાર્થભાવે મહેન્દ્ર પ્રત્યે અનેક ઉપકાર કર્યા છે. મહેન્દ્રની ખાતર તેને અનેક વાર કષ્ટ પણ સહન કરવા પડયાં હશે. આજકાલની આવેલી વહુ, આમ એક દીર્ઘકાલના ઇષ્ટ મિત્રને વિસરાવી દે એ કેવો અન્યાય? અને મહેન્દ્ર પણ તેમ થવા દે, એ તેની કેવી મોટી ભૂલ? કેવો અધર્મ?"

"કાલે રવિવાર છે," વિનોદિની સૂચના કરતી બોલી: "આપણે બિહારી બાબુને જમવાનું નિમંત્રણ કરીએ તો કેમ? એ ઘણા પ્રસન્ન થશે."

રાજલક્ષ્મી બોલી: "તું ઠીક કહે છે. હમણાં મહેન્દ્રને બોલાવી બિહારીને ચિઠ્ઠી લખવા કહું છું."

વિનોદિની: "નહિ, કાઇજી, તમેજ કહાવી મોકલો."

રાજલક્ષ્મી: "મને તારી પેઠે થોડુંજ લખતાં આવડે છે, બેટા!"

વિનોદિની બોલી: "તમે ન લખી શકતાં હો તો હું તમારી તરફથી લખી મોકલું."

વિનોદિનીએ, રાજલક્ષ્મીના નામથી એક ચીઠ્ઠી લખી અને બિહારી ઉપર તે એક નોકર સાથે મોકલી.

રવિવારનો દિવસ મહેન્દ્ર બહુ મહત્ત્વનો ગણે છે. શનિવારની સાંજથી તેની કલ્પના પ્રબળ બની જાય છે. તે વિચાર કરવા મંડી જાય છે કે 'કાલે શુ શુ કરીશું?' અદ્યાપિ એની કલ્પના પ્રમાણે કોઈ દિવસ પણ બન્યુ નહતું, તથાપિ પ્રત્યેક રવિવારના પ્રાતઃકાળનો પ્રકાશ એને અતિ સુંદર અને શોભિતો લાગતો. આજે પણ તેમજ થયુ. જાગૃત થયલાં નગરજનોનો કોલાહલ મનોહર સંગીત જેટલો મધૂર લાગ્યો.

પણ આજે આ શું? મા કંઈ વ્રતપૂજા કરે છે કે શું? હમેશ માફક આજ એ બેસી રહી નથી. આજ તો એ પણ વિનોદિનીની સાથે કામકાજમાં સામેલ થઈ છે ને શું?

કામકાજની ધૂનમાં દશ પણ વાગી ગયા. વિનોદિની આજે મહેન્દ્રની નજરે એક વાર પણ પડી નહિ. તેને એકાન્તમાં એક પણ શબ્દ બોલવાનો સમય મળ્યો નહિ. મહેન્દ્ર વાંચવા બેઠો, પણ તેનું ચિત્ત તેમાં લાગ્યું નહિ. એ પછી એક વર્તમાનપત્રમાં પ્રકટ થયેલી જાહેર ખબર ૧૫ મિનિટ સુધી તેણે વાંચ્યા કરી.

અંતે તે થાક્યો. તેણે નીચે જઈ જોયું તો રાજલક્ષ્મી તરેહ તરેહની જમવાની વાનીઓ બનાવી રહી હતી, અને વિનોદિની તેને સહાય કરતી હતી.

મહેન્દ્રે પૂછ્યુ: "કેમ આજે શું છે કે આટલી બધી ધામધૂમ થઈ રહી છે, બા ?"

રાજલક્ષ્મી બોલી: "કેમ બિનોદિનીએ તને કહ્યું નથી ? આજ બિહારીને અહિં જમવા આવવા નિમત્રણ કર્યું છે."

બિહારીને નિમત્રણ! મહેન્દ્રના અંગમાં અગ્નિજ્વાળા પ્રકટી. તેણે કહ્યું: "પણ બા, મારાથી એ આવે ત્યાંસુધી થોભાય એમ નથી."

રાજલક્ષ્મી: "કેમ ?"

મહેન્દ્ર: "મારે એક અગત્યના કામ પ્રસંગે એક મિત્રને મળવા જવું છે."

રાજલક્ષ્મી: "પણ હવે કંઈ ઝાઝો વિલંબ નથી. જમીને જા."

મહેન્દ્ર: "મારે જમવાનુ પણ તેને ત્યાંજ છે."

વિનોદિનીએ એક વાર મહેન્દ્ર પ્રતિ કટાક્ષ કરી કહ્યું: "ફોઈજી, એમને નિમંત્રણ હોય તો રોકવા એ ઠીક નથી. ભલે એમને જવા દો. બિહારી બાબુ એકલાજ જમશે!"

પરન્તુ રાજલક્ષ્મી કેમ હા કહે ? તેણે પોતે તૈયાર કરેલી રસોઈ મહેન્દ્ર ન ચાખે તો રાજલક્ષ્મીના જીવને કેમ ચેન પડે ? જેમ જેમ રાજલક્ષ્મી મહેન્દ્રને ભોજન કરવા માટે આગ્રહ કરવા લાગી તેમ તેમ મહેન્દ્રની હઠ વધતી ગઈ. તેણે કહ્યું: "જ્યારે આજ તમે ઘણો આગ્રહ કરો છો, ત્યારે તમારે બિહારીને નિમંત્રણ કર્યા પહેલાં મને તો પૂછવું હતું ?"

આ પ્રમાણે અસંતુષ્ટ મહેન્દ્રે પોતાની માને કનડવા નિશ્ચય કર્યો.

રાજલક્ષ્મીનો સર્વ ઉત્સાહ કપૂરની પેઠ ઉડી ગયો. તેને એવી ઇચ્છા થઈ કે કંઈ પણ કરવાનું રહેવા દઈ એક ખૂણામાં પડી રહું તો ઠીક.

વિનોદિની રાજલક્ષ્મીને આશ્વાસન આપવા લાગી :

"તું એને નથી ઓળખતી." રાજલક્ષ્મીએ વિનોદિનીને કહ્યું : "એક વાર એના મગજમાં કંઈ વિચાર આવ્યો કે બસ થઈ રહ્યું પછી."

પરન્તુ વિનોદિની, મહેન્દ્રને રાજલક્ષ્મી કરતાં વિશેષ ઓળખતી હતી. મહેન્દ્રે જોયું કે બિહારીને નિમન્ત્રણ મોકલવામાં વિનોદિનીનો હાથ હતો. એ વિચારથી જેમ જેમ એની ઈર્ષા વધતી ગઈ તેમ તેમ એને ત્યાંથી જતા રહેવું વધારે કઠિન લાગ્યું. વિનોદિની બિહારી સાથે કેમ વર્તે છે, બિહારી શું બોલે છે, શુ કરે છે, એ બધુ તે પોતે જતા રહે તો પછી પોતાને શી રીતે ખબર પડે ? તેમ કરતાં એને દુઃખ તો ઘણું થશે, પણ એણે પોતે તે જાણવું તો અવશ્ય જોઈએ જ.

ઘણે દિવસે બિહારીએ આજે મહેન્દ્રને ત્યાં પ્રવેશ કર્યો. બચપણથીજ એ ઘર એને સુપરિચિત હતું. એ ઘરમાં એણે બાળકઉમ્મરે ઘણું તોફાન કર્યું હતું. એ વાતોનો મનમાં વિચાર કરતો બિહારી અંતઃપુરના દ્વાર આગળ જરા ખંચાયો. એનાં નેત્ર અશ્રુ સારવા લાગ્યાં. મહાપ્રયાસે અશ્રુવેગને રોકી, ગૃહના આન્તરભાગમાં પ્રવેશ કરી, રાજલક્ષ્મીના પગ પાસે તેણે પોતાનુ શિશ નમાવ્યુ. પ્રથમ જ્યારે બિહારી નિત્ય આવતો જતો હતો ત્યારે કોઈ દિવસ આ પ્રમાણે પ્રણામ કરતો નહિ. આજે કેમ જાણે બહુ દિવસે વિદેશથી પાછો ફર્યો હોય તેમ તેણે માતાને પ્રણામ કર્યા. બિહારીના મસ્તક ઉપર રાજલક્ષ્મીએ પોતાનો હાથ ફેરવી તેને આશીર્વાદ દીધો.

રાજલક્ષ્મીએ આજ બિહારીનો ઘણો સત્કાર કર્યો. તે બોલી : "બિહારી, તું આટલા દિવસ કેમ અહિં આવ્યો નહિ ? હું નિત્ય

તારી વાટ જોતી કે આજે આવશે, કાલે તો અવશ્ય આવશેજ. પણ તું તો જણાતોજ નહિ !"

બિહારીએ હસીને ઉત્તર આપ્યો: "પણ હું નિત્ય આવત તો પછી નિત્ય મને યાદ પણ કોણ કરત ? મહેન્દ્રભાઈ કેમ જણાતા નથી?"

રાજલક્ષ્મીએ ઉદાસીન ભાવે જણાવ્યું: "મહેન્દ્રને આજે કોઈ સ્થળેથી નિમંત્રણ છે. બહુ અગત્યનું છે, તેથી તે રહી શક્યો નથી."

એ સાંભળી બિહારીને ઘણું લાગી આવ્યું. બાળવયની મિત્રતાનું અન્તે આ પરિણામ ! એક દીર્ઘ શ્વાસ લઇ, મનનો વિષાદ દૂર કરવાની ચેષ્ટા કરતાં બિહારીએ પૂછ્યું: "માજી, આજ શું શુ બનાવ્યુ છે ?"

બિહારીએ એકેએક પોતાને રૂચતી દરેક વસ્તુ વિષે પ્રશ્ન કર્યા. જ્યારે રાજલક્ષ્મીએ રસોઈ કરી હોય ત્યારે બિહારી કંઇક અધિક આડંબરથી રાજલક્ષ્મીએ બનાવેલી ચીજો પર પોતાની રૂચિ બતાવતો; અને તેમ કરી, રાજલક્ષ્મીનો સ્નેહ પ્રાપ્ત કરતો. આજ પણ પોતે તૈયાર કરેલી રસોઇપર બિહારીની અત્યન્ત રૂચિ અને ઉત્કંઠા જોઈ રાજલક્ષ્મી અત્યંત પ્રસન્ન થઈ. એ સંધિમાં મહેન્દ્ર આવી પહોંચ્યો. તેણે નિષ્કાળજીથી પ્રશ્ન કર્યો. "કેમ બિહારી, શા સમાચાર છે ?"

રાજલક્ષ્મીએ વિસ્મિત થઈ પૂછ્યુ: "તું હજુ ગયો નથી, મહેન્દ્ર ?"

મહેન્દ્ર ઘણો શરમાયો; પણ તેણે તે ભાવ છુપાવવાનો યત્ન કરતાં કહ્યું: "મોડું થઈ ગયુ તેથી એક ચિઠ્ઠી લખી મોકલી છે, કે કંઈ અગત્યનું કામ નીકળવાથી મારાથી આજે આવવાનુ બની શકે એમ નથી."

એટલામાં સ્નાન વગેરેથી પરવારી વિનોદિની ત્યાં આવી પહોંચી. બિહારી તેને જોઈ કાંઈજ બોલ્યો નહિ. તે દિવસે મહેન્દ્ર અને વિનોદિનીની જે લીલા તેણે જોઈ હતી તે તેને સારી પેઠે યાદ હતી.

વિનોદિની બિહારીની પાસે જઈ પૂછવા લાગી: "કેમ બિહારી બાબુ, ઓળખતા જ નથી કે શું?"

બિહારી: "સર્વને તો થોડાંજ ઓળખી શકીયે છીયે?"

વિનોદિનીએ કહ્યું: "હા, જો આવડે તો તેમ પણ બને."

મહેન્દ્ર અને બિહારી બન્ને ભોજન કરવા બેઠા.

રાજલક્ષ્મી પિરસાવવા બેઠી અને વિનોદિનીએ પીરસવા માંડ્યું

મહેન્દ્રનું ધ્યાન ભોજનમાં નહતું. તેનુ સર્વ લક્ષ વિનોદિની અને બિહારીની હિલચાલ જોવામાં રોકાયુ હતું.

બિહારીની થાળીમાં અધિક પીરસાતું હતું. વિનોદિનીને તેમ કરવામાં ઘણો આનંદ થતો હોય એવું મહેન્દ્રને જણાયું.

ભોજન આટોપી, બન્ને મિત્રો ઉઠીને બહાર ગયા. વિનોદિનીએ આવીને બિહારીને કહ્યું: "હમણાં જશો નહિ. જરા ઉપર બેસીશું. ચાલો."

બિહારી: "કેમ તમારે જમવું નથી?"

વિનોદિની: "નહિ, આજ મારે એકાદશી છે."

એક મંદ હાસ્યરેખા બિહારીના મુખ ઉપર પ્રત્યક્ષ થઈ. આ હાસ્યરેખા વિનોદિનીના ધ્યાન બહાર નહોતી, પરન્તુ તે કંઇ ન બોલતાં સહન કરી રહી. તેણે અતિ દીનતાથી કહ્યું: "તમને મારા સોગંદ છે, જો થોડીવાર પણ ન બેસો તો."

મહેન્દ્ર એકાએક અસંગત ઉત્તેજીતભાવથી બોલી ઉઠયો: "તમે પણ કેવાં અવિચારી છો? કોઈને કંઈ કામ હોય, કોઈ સ્થળે જવું હોય, અને તેની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેણે બેસવુંજ જોઇએ એવો તે આગ્રહ કરાય? મને તો એમાં કશી સમજ નથી પડતી."

વિનોદિની હસી પડી અને બોલી: "જુઓ છો કે બિહારીબાબુ? મહેન્દ્રબાબૂ સમજતા નથી. ન સમજવાનો ડોળ કેવો કરે છે?" મહેન્દ્ર પ્રત્યે તે કહેવા લાગી: "હું તો એમ જાણું છું કે એ બાબત તમે જેટલી સમજો છો તેટલી અન્ય કોઈ સમજતુંજ નથી."

બિહારીએ, વિનોદિનીને કંઈ ઉત્તર ન આપતાં મહેન્દ્રને કહ્યું: "મારે તમને એક વાત કહેવી છે. ચાલો જરા મારી સાથે." એમ કહી તેને બહાર લઇ ગયો. વિનોદિની ચૂપચાપ ઓસરી ઉપર ઉભી ઉભી આકાશ તરફ જોઈ રહી.

બિહારી: "મહેન્દ્ર ભાઈ, હું એટલું જાણવા માગુ છું કે આપણી મિત્રતાની આ ઇતિશ્રી છે કે શું?"

મહેન્દ્રના શરીરમાં અત્યારે અગ્નિ પ્રજવલી રહ્યો હતો. વિનોદિનીનું હાસ્ય એના અંગમાં શલ્ય સમાન વેદના કરી રહ્યું હતું. તેણે ઉત્તર આપ્યો: "તેમ થવું કદાચ તને લાભકારક જણાતું હશે, પણ મને તો કાંઈ એવી ઇચ્છાજ નથી. હું માત્ર મારી કુટુંબ જંજાળમાં અન્યને માથું મારવા દેવા માગતો નથી."

બિહારી કાંઈ ન બોલતાં ત્યાંથી જતો રહ્યો. મહેન્દ્રનું શરીર અને મન બન્ને ઇર્ષાગ્નિથી બળી રહ્યા હતા. તેણે પ્રતિજ્ઞા કરી કે હવે વિનોદિની સાથે વાત ન કરવી. તેની સાથે કાંઈ પણ વહેવાર રાખવો નહિ. પરન્તુ અલ્પ સમય વીતતાંજ તે વિનોદિનીની મુલાકાત કરવા માટે ઉપર, નીચે, અંદર, બહાર એમ આવજા કરવા લાગ્યો!



# સામાજિક નવીન નવલકથાઓ.

નિર્દોષ-સ્ત્રી પુરૂષ સર્વેને વાંચવા યોગ્ય-ગ્લેઝ્ડ કાગળ ને
સુન્દર-મજબુત પુંઠું-લાઇબ્રેરીનો શણગાર.



(૧) પ્રેમદાદેવી ઉર્ફે મેરીયા બહેન—લેખક મોબાસાના રહીશ મણિલાલ વિશ્વનાથ યાજ્ઞિક. ડીમી આઠ પેજી ૩૦૦ પાનાં. સોનેરી પુંઠું. કિંમત દોઢ રૂપીઓ.

(૨) યાત્રી ઉર્મીલા યાને આદર્શ આર્યા—તેજ લેખક. પાનાં ૨૫૦. સોનેરી કિંમત સવા રૂપીઓ.

(૩) કુમુદચંદ્ર—'સરસ્વતીચંદ્ર'ની ધાટીથી લેખક પ્રીતમલાલ ધીરજલાલ. ઉત્તમ ને આદરણીય વિચારોની વસ્તુસંકલના. પુઠું સોનેરી. કિંમત સવા રૂ.

(૪) પ્રતાપસિંહ—( મેવાડના પ્રતાપી મહારાણા ) લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. સુ. રો. ૧૬ પેજી પૃ. ૪૦૦ લગભગ. કિંમત એક રૂપીઓ.

(૫) પાપ અને પશ્ચાત્તાપ—ભાગ ૧-૨ ભેગા. લેખક ઉદ્ધવજી તુલશીદાસ ઠક્કર. કિંમત રૂ. દોઢ.

વી. પી. પોસ્ટેજ જુદું. પણ રૂ. ચારનાં સાથે મંગાવનારને માફ.

જીવનલાલ અમરશી મહેતા,
ઠે. પીરમશારોડ; અમદાવાદ.